श्रीकृष्णाय नमः

સ. ગ. બ્હેન લલિતા સ્મારક ગ્રન્થમાળા પુષ્પ ૧ લું

૭૩૨

# આરઝુંનો પોકાર

લેખકઃ—
હરિલાલ ગણપતરામ શાહ
બી. એ.
પ્રાંતીજ.



પ્રકાશકઃ—
લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.
૧૧૦—અમદાવાદ.

કીં. રૂ. ૦—૨—૦

બ્હેન લલિતા સ્મારક ગ્રન્થમાળા    પુષ્પ ૧ લું

॥ श्रीकृष्णाय नमः ॥

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ॥

श्रीभक्तिग्रन्थमाला    ग्रन्थाङ्क ४५

૧૪૪૫૯ ૦ જં૩૨

# આટલું તો વાંચજોજ



લેખકઃ હરિલાલ ગણપતરામ શાહ. બી એ.

પ્રા....

સર્વ હક્ક લખકને સ્વાધીન છે.

પ્રકાશકઃ લલ્લુભાઈ છગનલાલ દેસાઇ
રીચીરોડ, નં. ૧૧૦—અમદાવાદ

વિક્રમ સં. ૧૯૮૪ ∵ શ્રીવલ્લભ સં. ૪૫૦
આવૃત્તિ ૨ જી ∵ પ્રત ૨૦૦૦

મૂલ્ય ૦—૨—૬

# અનુક્રમણિકા.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



સરળ ભાષામાં બાળકોને ધાર્મિક બોધ આપવા માટે આ મારો દ્વિતીય પ્રયાસ છે. આ પુસ્તક લગભગ પાંચમા ધોરણથી ઉપરના એટલે ૧૧–૧૨ વરસ ને તેથી ઉપરના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે એ ઉદ્દેશથી તે લખાયેલું છે. તેમાંનું વસ્તુ વાર્તાઓ રૂપે જુદા જુદા પાઠોમા આપવામાં આવ્યું છે જેની ગોઠવણ નીચે પ્રમાણે છે.

પ્રથમ મનુષ્ય અને પશુનો તફાવત બતાવી ધર્મ એ મનુષ્યમાં અધિક છે એમ બતાવ્યું છે. પછી તેના ચાર પાયા રૂપ, સત્ય—દયા—તપ—શૌચ એ ચાર પાઠ આપવામાં આવ્યા છે. ત્યાર બાદ બાળકની પ્રથમ નિશાળ તેનું ઘર છે, એ સુત્રાનુસાર પ્રથમ માબાપ પ્રત્યે અને ભાઇભાંડુ પ્રત્યે પ્રેમ—પૂજ્યભાવ અને ભક્તિ હોવાં જોઇએ એમ કહેવામાં આવ્યું છે. પછી ગુરૂભક્તિ વિશે કહેવામા આવ્યું છે. આટલું કરવાથી બાળક વડીલોને માન આપતાં શીખી વિનયી બને છે. આ પછી બુદ્ધિ શુદ્ધ રાખવા શુદ્ધ ખોરાકની જરૂર બતાવી છે, તે પછી ઇશ્વરપ્રાપ્તિ વિના ઈંદ્રના વૈભવ સુદ્ધાંત સર્વે સુખો નાશવંત છે એમ જણાવ્યું છે. આને અંગે મનુષ્યમાં ક્ષમા પોતાના વચન માટે આગ્રહ ને તેને માટે ગમે તેવું દુઃખ સહન કરવાની તૈયારી, એ બતાવ્યું છે. પછી મનમાં અહંકાર ન રાખવો એ વિષે કહેવામાં આવ્યું છે. ત્યાર બાદ પ્રભુ સર્વ વ્યાપી છે, પ્રભુભક્તિ ગમે તે અવસ્થામાં થાય, સૌના પર પ્રેમ રાખવો તેમ કરી પરોપકારી થવું, એ જણાવ્યું છે. આટલું થતાં ભગવાન ભક્તને પોતાનો ગણી તેને વશ થાય છે એમ કહ્યું છે.

ત્યાર બાદ શ્રીકૃષ્ણ, શ્રીવલ્લભાચાર્યજી, શ્રીગુસાંઇજી, એમના ટુંક ચરિત્રના પાઠો આપવામાં આવ્યા છે. છેવટે વૈષ્ણવ કોને કહેવાય, તેનાં લક્ષણ શું હોય, તિલક શા માટે કરવું જયશ્રી કૃષ્ણ કેમ કરવા વગેરે કહી જીવને શિખામણ-બોધવચનો તથા દરેક માણસનો નિત્યનો કાર્યક્રમ કેવો હોવો જોઇએ એ બતાવી પુસ્તક સમાપ્ત કર્યું છે. વળી દરેક પાઠને અંતે તેમાંથી મળતો સાર "શિક્ષા" એ મથાળા નીચે આપવામાં આવ્યો છે તેથી વાંચકને તેમાંના મુદ્દા તુરતજ સમજાય છે ને શિક્ષકને પણ, જરૂર જણાય ત્યાં "શિક્ષક" એમ બતાવી સુચનાઓ આપેલી છે.

જીજ્ઞાસુ વર્ગને પણ આ વાર્તાઓ વાચતાં રસ પડે તેમ છે જેથી ગમે તે વાંચકને પુસ્તક રસિક અને બોધદાયી નિવડશે એવી આશા છે.

પુસ્તકમાં કેટલીક ભૂલો અવશ્ય હશેજ કારણ કે કંઇક ઉતાવળથી થોડાજ વખતમાં તે તૈયાર કરવામાં આવ્યું છે પણ વાંચક તો સુધારી વાંચશે એવી વિનંતિ છે.

જે ઉદ્દેશથી આ પુસ્તક યોજાએલ છે તે ઉદ્દેશ પાર પડે તો લખક પોતાનો ઉદ્દેશ સફળ થયો સમજશે.

સં. ૧૯૮૨ માગશર વદ ૯
**પ્રાંતીજ.**
(શ્રી વિઠ્ઠલનાથ પ્રાકટયોત્સવ)

લી. દા. દા.

**હ. ગ. શાહ. બી. એ.**



श्रीकृष्णाय नमः ॥



# જરૂર

# આટલું તો વાંચજો

મંગલાચરણ.

मूकं करोति वाचालं पंगु लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ।



## પાઠ ૧ લો.

### મનુષ્ય ને પશુનો તફાવત-ધર્મ.

શિક્ષક—ભાઈઓ ! આપણે મનુષ્યો, બધા પ્રાણીઓમાં ઉત્તમ શાથી વારૂ ?

મધુસુદન—હા ! ગુરૂજી એનો જવાબ મને આવડે છે. આપની રજા હોય તો બોલું.

**શિ**—ભલે બોલો.

**મધુ**—આપણને વિચાર કરવાને ઇશ્વરે બુદ્ધિ આપી છે તેથી આપણે સારૂં અને ખોટું બરાબર સમજી શકીએ છીએ.

**શિ**—વાહ ! મધુસુદન તેં જવાબ તો ઠીક આપ્યો. પણ સારૂં અને ખોટું એટલે શું તે સમજાવી શકે ?

**મધુ**—કેમ ગુરૂજી, એમાં શું. જે આપણને આનંદ આપે તે સારૂં ને જેનાથી આપણને દુઃખ થાય તે ખોટું. કેમ ખરૂંને ?

**શિ**—ના ! એમ નહિ ! આપણને જે આનંદ આપે તે સારૂં એમ તો નજ કહેવાય. જુગારીને જુગાર રમવામાં અને ચોરને ચોરી કરવામાં આનંદ પડે છે તો તે કામ શું સારાં ગણાય કે ?

**મધુ**—ના ! એમ તો નહિ ! ત્યારે આપ બરાબર સમજાવો.

**શિ**—સારૂં એટલે જેથી આપણને સુખ થાય. એટલું જ નહિ પણ પ્રાણીમાત્રને સુખ થાય. વળી આ દુનિઆનાં બધાં સુખો તો નાશવંત છે માટે છેવટનું પ્રભુપ્રાપ્તિનું **અવિનાશી**—નાશ ન પામે તેવું સુખ તેજ ખરૂં સુખ કહેવાય.

પશુમાં ને આપણામાં તફાવત એજ છે કે આપણે પ્રભુભક્તિ કરી શકીએ છીએ, તેમની તથા તેમના ભક્તોની સેવા કરી શકીએ છીએ, જ્યારે પશુઓ તેમાંનું કંઇ કરી શકતાં નથી. બાકી બીજું બધું ખાવું, પીવું, ઉંઘવું, ભય લાગવો અને છોકરાં છૈયાં એ બધું તો બંનેને સમાન જ છે. પણ ધર્મ કરવાની શક્તિ એ મનુષ્યમાં એકજ વિશેષ ગુણ છે. ત્યારે જે મનુષ્ય એ ખાસ ગુણનો ઉપયોગ ન કરે તે કેવો કહેવાય વારૂ ?

**બધા બાળકો સાથે**—પશુ જેવો.

શિ—ભાઇઓ ! બરાબર છે. ગયા જન્મમાં પૂન્ય કર્યાં હોય તેથીજ આ મનુષ્ય જન્મ મળે છે, જેમાં ઇશ્વરભકિત કરી મોક્ષ મેળવી શકાય છે બાકી બીજા કોઇ જન્મમાં હરિભકિત થતી નથી, જો આવો અમૂલ્ય મનુષ્યદેહ પ્રભુ ભજન વિના નકામો ગુમાવ્યો તો પાછો ૮૪ ના ફેરામાં પડયો. માટે પ્રભુભક્તિ કરવી એજ મનુષ્યજીવનનું સાર્થકય છે.

શિક્ષકે—દેવ, મનુષ્ય અને પશુયોનીનો તફાવત. દેવયોનિમાં પ્રભુભજનનો અભાવ છે. દેવોને તો " **क्षीणे पुण्ये मृत्यु लोके पतंती** " ભોગ ભોગવવા સિવાય કંઇ વિશેષ અધિકાર નથી.

૮૪ લાખ યોનિમાં ભટક્યા પછી પ્રભુની કૃપાથી મનુષ્યદેહ મળે છે અને આ મનુષ્યદેહમાં જ પ્રભુભજન-ભક્તિ-ધર્મ-સારાંકાર્યો કરવાથી પુનઃ જન્મમરણનો ફેરો ટળી જાય છે. એ વગેરે સમજાવવું.



## પાઠ ૨ જો.

### સદ્‌ગુણનો પાયો—સત્ય.





કોઇ એક ગામમાં એક પૈસાદાર ને સદ્‌ગુણી શેઠ રહેતા હતા. તેમને એકજ દિકરો હતો. આ દિકરો ઘણો હોંશિયાર હતો, પણ તેનામાં દુર્ગુણો બહુ હતા, આ કારણથી એ છોકરો પોતાની આબરૂ પોતાની પાછળથી બગાડશે એવી ચિંતા શેઠને હંમેશાં રહ્યા કરતી.

એક વખતે શેઠ માંદા પડયા અને તેમને લાગ્યું કે હું બચીશ નહિ ત્યારે તેમણે પોતાના દિકરાને પોતાની પાસે બોલાવ્યો ને કહ્યું બેટા ! મારી એક વાત માનીશ ?

છોકરો—હા બાપા ! શું કહો ?

શેઠ—તારે હંમેશાં સાચું બોલવું. બસ આટલી વાત માનજે. પછી તો બીજું તારે જેમ કરવું હોય તેમ કરજે. મને આટલું વચન આપ એટલે હું શાંતિથી મરૂં.

છોકરો—બાપા ! આપનું એટલું કહેવું તો હું ચોક્કસ પાળીશજ આમ કહી તેણે વચન આપ્યું તેથી શેઠે શાંતિમાં દેહ છોડયો.

શેઠની મરણ ક્રિયા કરી થોડા દિવસ થયા એટલે છોકરો પોતાના હંમેશના નિયમ પ્રમાણે ખરાબ સોબતમાં ફરવા લાગ્યો. એક દિવસ તે એક વેશ્યાને ત્યાં જતો હતો એટલામાં તેના પિતાના એક સ્નેહી તેને રસ્તામાં અચાનક મળ્યા. તેમણે પૂછ્યું કેમ ભાઇ! કયાં ચાલ્યો ? છોકરો તુરત ખમચાયો ને શું જવાબ આપવો તે વિચારવા લાગ્યો. જુઠ્ઠુ ન બોલવા તો તેણે વચન લીધુ હતું. છેવટે તેણે ત્યાં જવાનું માંડી વાળ્યું, ને એક મિત્રને ત્યાં ગયો. પાછો વળી તે કેટલાક દિવસે જુગાર ખેલવા જતાં કોઇ આબરૂદાર ગૃહસ્થની દૃષ્ટિએ પડયો. તેમણે પણ તેને પૂછ્યું, ભાઇ કયાં જાય છે ? છોકરો ગભરાયો ને શું જવાબ આપવો તેના વિચારમાં પડયો, જુઠું બોલવા માટે તો પ્રતિબંધ, અને સત્ય બોલતાં આબરૂને ધોકો, આથી તે વિચાર પણ તેણે માંડી વાળ્યો. આવી રીતે તેના અનેક દુર્ગુણો એક સત્ય બોલવાની ટેવ રાખવાથી નીકળી ગયા, ને પોતે એક ઉત્તમ શેઠીયો બન્યો. એટલુંજ નહિ પણ પોતાના બાપના કરતાં ઘણી સારી આબરૂ મેળવી.

ભાઇઓ ! સત્ય એ બધા સદ્‌ગુણનો પાયો છે. સત્યથી લોકમાં પણ આપણી આબરૂ વધે છે. જુઠથી ઇશ્વર આપણા પર કોપે છે ને આપણે તેની શિક્ષા અવશ્ય ભોગવવી પડે છે " **જુઠાનો આવરદા ચારઘડી** " એ કહેવત પ્રમાણે જુઠાણું તરત પકડાય છે, ને તે પકડાતાં લોકોમાં નિંદા થાય છે ને વિશ્વાસ ઘટે છે. માટે ગમે તેવા સંકટમાં પણ સત્ય ન છોડવું.

શિક્ષકે—યુધિષ્ઠિરની અને હરિશ્ચંદ્રની વાત કહેવી.

પૃથ્વી સત્યથી ટકી રહી છે, આકાશને થાંભલા–ટેકા નથી મુકયા પણ સત્યરૂપી ટેકાથી ટકેલું છે.

ઘરમાં, શાળામાં. વ્યાપારમાં અને રાજ્ય દરબારમાં સર્વત્ર સત્ય બોલવાથી મનુષ્યજીવન સુખમય થાય છે, વગેરે સમજાવવું.

---

## પાઠ ૩ જો.

### ભલો ભલાઈ ન છોડે ને બુરો બુરાઈ ન છોડે.

### દયા.

યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવોને દુર્યોધને કપટથી જુગારમાં હરાવ્યા તેથી તેમને બાર વરસ વનમાં રહેવાનું ઠર્યું. વચનથી બંધાયેલ પાંડવોએ ખુશીથી તેમ કર્યું. દુષ્ટ દુર્યોધનને આટલાથી સંતોષ ન થયો ને તેમને વધુ હેરાન કરવા યુક્તિઓ રચવા લાગ્યો. પોતાનો વૈભવ જોઇ પાંડવોને પોતાની ગરિબ હાલત માટે દુઃખ થાય એ ઇરાદાથી પાંડવો રહેતા હતા તેજ વનમાં ·પોતાના લશ્કરને લઇ શિકારે જવા તેણે વિચાર કર્યો.

દુર્યોધન પોતાની ચંડાળ ચોકડી–દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુનિ, સાથે ઘણા જ ડીમાકથી પાંડવોના રહેવાના સ્થળ દૈતવનમાં ગયો અને તેમની પર્ણકુટિ સામે સરોવર કાંઠે એક સુંદર મહેલ તૈયાર કરાવી ત્યાં રહેવા લાગ્યો.

આ સમયે ચિત્રસેન નામે એક ગંધર્વ પોતાના પરિવાર સાથે તે સરોવરમાં ક્રિડા કરતો હતો. આથી તેના માણસોએ દુર્યોધનને સરોવરમાં પ્રવેશ કરતાં અટકાવ્યો, પણ મદમાં આંધળા થએલાએ માન્યું નહિ તેથી ગંધર્વો અને કૌરવો વચ્ચે ભિષણ યુદ્ધ થયું. કૌરવો હાર્યા ને દુર્યોધન કેદ પકડાયો.

દુર્યોધન પકડાયાના સમાચાર તેના સેવકોએ પાંડવોને કહ્યા આ સાંભળી ભિમ વગેરે ખુશી થયા ને અમારે કરવાનું કાર્ય ગંધર્વોએ કરી નાખ્યું એ ઠીક થયું એમ કહેવા લાગ્યા. પણ આ વાત સાંભળી ધર્મરાજા દયાથી ગળગળા થઇ ગયા ને પોતાના ચારે ભાઇઓને દુર્યોધનને છોડાવવા આજ્ઞા કરી. ભીમે જરા આનાકાની કરી ત્યારે તેમણે કહ્યું શરણે આવેલાનું રક્ષણ કરવું એ આપણો ધર્મ છે. શરણે આવેલા શત્રુ તરફ પણ આપણે દયા બતાવવી જોઇએ. વળી આતો આપણો ભાઇ છે માટે તમે જાઓ વાર ન લગાડો. કારણ તે બિચારો દુઃખી થતો હશે.

વડીલ બંધુની આજ્ઞા માથે ચઢાવી ચારે ભાઇઓ ગયા ને ગંધર્વોને હરાવી કૌરવોને છોડાવ્યા. પણ આ ચિત્રસેન અર્જુનનો મિત્ર હતો તેણે દુર્યોધન કેવા દુષ્ટ આશયથી અહીં પાંડવોને હેરાન કરવા આવ્યો હતો તે કહી બતાવ્યું. આ વાત સર્વેએ યુધિષ્ઠિરને કહી પણ પારકાનું ભલું કરવામાંજ આનંદ માનનાર ધર્મરાજા એથી કેમ

ડગે ? તે બોલ્યા ભલે તેણે તેની બુદ્ધિ અનુસાર કર્યું પણ આપણે આપણો ધર્મ કેમ ચુકીએ ? દુ:ખીનું રક્ષણ કરવું એ આપણી ક્ષત્રિયોની ફરજ છે. દુર્યોધનને છુટો કરવામાં આવ્યો અને તે ત્યાંથી લજ્જા પામી પલાયન કરી ગયો.

અહા ! યુધિષ્ઠિરની કેવી દયા ! પોતાના દુશ્મનનું દુ:ખ પણ તેઓ જોઇ ન શકયા. વિના અપરાધે એમને દુષ્ટ દુર્યોધને કેટલાયે દુ:ખ દીધેલાં છતાં ઉદાર મનથી તેની માફી આપી, દુ:ખમાં મદદ કરી આથી જ તે **અજાતશત્રુ** ( જેનો કોઇ શત્રુજ નથી ) કહેવાતા.

શિક્ષા:—દરેકનું ભલું કરવું. ઉપકાર કરવો એ સારૂં છે પણ અપકારને બદલે ઉપકાર કરવો એ ઉત્તમ છે.

નીચમાણસ નીચતા ભલે બતાવે પણ આપણે આપણી ભલાઈન છોડવી.

ભિમ વગેરેની માફક વડીલોની આજ્ઞા અવશ્ય માનવી. નીચ માણસ અંતે દુ:ખી થાય છે ને સજ્જનજ સુખી થાય છે. પ્રાણીમાત્ર તરફ દયા રાખવી.

દયા ધર્મકા મૂલ હૈ પાપ મૂલ અભિમાન,
ઈતના કરે પ્રભુ ના મિલે તો તુલસીદાસ જમાન.

આપણો અપરાધ કર્યો હોય તેને સજા કરવી એ ન્યાય છે, પણ તેથી આગળ વધી દયા બતાવવાથી તો પ્રભુ એથીએ વધારે પ્રસન્ન થાય છે.



# પાઠ ૪ થો.

## ઇંદ્રિયોને કબજે રાખવી-સદ્વર્તન.



આ જગતમાં સુખી થવું અથવા દુ:ખી થવું એ દરેક મનુષ્યના પોતાના હાથમાં છે. કારણ કે પ્રથમથીજ મનને સ્વચ્છંદી-મરજી પડે ત્યાં જનાર ન થવા દીધું હોય અને ખરાબ વિષયો

તરફ જતાં અટકાવ્યું હોય તો આપણે આ દુનીઆમાં સુખી થઇ સારાં કામો કરી પ્રભુને રાજી રાખી શકીએ.

આપણી ઇંદ્રિયો છે તે ઘોડારૂપ છે. તે ઘોડાઓને કબજે રાખનાર મનરૂપી સારથિ–હાંકનારો છે, ને તે સારથિના હાથમાં બુદ્ધિરૂપી લગામ છે. આ લગામથી ઇંદ્રિયોરૂપી ઘોડા કબજે રહે છે. કોઇ વસ્તુ સારી દેખી કે તેનો ઉપભોગ કરવા ઇંદ્રિયો તરતજ લલચાય છે. પણ આ વખતે મન બરાબર બળવાન હોય ને બુદ્ધિપૂર્વક તે વિશે વિચાર કરવામાં આવે તો તે વસ્તુ સારી છે કે નઠારી ને તેનાથી પરિણામે સુખ થશે અથવા દુઃખ થશે તે બધું બરાબર સમજાય છે. ને ખરાબ વસ્તુ તરફ જતાં મન તરતજ ઇંદ્રિયોને રોકે છે.

ઇંદ્રિયો સ્વચ્છંદી બનવાથી મનુષ્ય દુઃખી થાય છે. દાખલા તરીકે સાંભળવાની ઇંદ્રિયના લોભથી મૃગલુ શિકારીના બાણથી વિંધાય છે. સ્પર્શેંદ્રિયની લોલુપતાથી હાથી પકડાઇ દુઃખ પામે છે. રૂપના લોભથી પતંગીઉદિવામાં પોતાની દેહને બાળે છે. રસના ( જીભના ) સ્વાદથી માછલું જાળમાં સપડાઇ મૃત્યુ પામે છે ને સુગંધના લોભે લાકડાને કાણું પાડનાર ભમરો પણ કમળમાં ગુંગળાઇ મરી જાય છે. શિક્ષકે આ પાંચે બાબતો વિસ્તારથી સમજાવવી.

આ પ્રમાણે એકેકી ઇંદ્રિયના સ્વચ્છંદથી પણ પ્રાણી દુઃખી થાય છે તો પછી આપણા જેવા પામર જીવો જો ઇંદ્રિયોપર કાબુ ન રાખે તો બધી ઇંદ્રિયો ભેગી થઇ શું ન કરી શકે ?

શિક્ષક–માટે હે ભાઈઓ ! ઇંદ્રિયો ખરાબ વિષયો તરફ ન દોરાય માટે પ્રથમથીજ તેમના પર કાબુ રાખવો. તેમને પ્રાણી માત્રનું ભલું કરવામાં તેમની સેવા કરવામાં ને પ્રભુની સેવામાં વાળવી જોઇએ. આમાંજ

જીવનની સફળતા છે પ્રભુએ આપણને ઇંદ્રિયો આપી છે તેનો ઉપયોગ દરેકનું ભલું કરવામાં, પ્રભુની સેવા કરવામાં કરવો જોઇએ. ઇદ્રિયો પરનો કાબુ એ મહાન્ તપ છે. એજ મોટામાં મોટો યોગ છે. માટે ઇદ્રિયોનું દમન કરવાની ટેવ દરેકે પ્રથમથીજ પાડવી જોઈએ.

સારા માણસો પણ નઠારી સોબતથી બગડે છે માટે તેવાનો પડછાયો પણ ન લેવો.

મનુષ્ય જીવન ચૈનબાજી માટે નથી પણ પ્રભુ ભકિત માટે છે. તેવું માબાપે અને શિક્ષકે સમજાવવું.



## પાઠ ૫ મો.

### "પહેલું સુખ તે જાતે નર્યા."—સ્વચ્છતા.

**શિક્ષક**—ભાઇ નવનીત ! તમે આવાં ગંદા કપડાં પહેરીને દરરોજ શાળામાં કેમ આવો છો વારૂ ?

**નવનીત**—ગુરૂજી રમતમાં મારાં કપડાં ઝટ મેલાં થઇ જાય છે એટલે હું શું કરૂં ? એ તો બધું એ ચાલે !

**શિ**—એ તમારી ભૂલ છે. મેલાં કપડાં પહેરવાથી આપણને ઘણી જાતના ગેરફાયદા છે. માટે આપણે કપડાં સ્વચ્છ રાખવાં જોઇએ ને કપડાં મેલાં થાય એવી રમતો ન રમવી. શરીર સ્વચ્છ રાખવું એ ખાસ જરૂરનું છે.

આપણાં કપડાં ગંદાં હોવાથી આપણા શરીરનાં છિદ્રો પૂરાઇ જાય છે અને તેથી ઝેરી પરસેવો બહાર ન નીકળી શકવાથી રોગ ઉત્પન્ન થાય છે. વળી ઘર હવા અજવાળાવાળું જોઇએ કારણકે જયાં સૂર્યનો પ્રકાશ આવતો નથી ત્યાં ભિનાશ રહેવાથી ઝેરી જંતુઓ ઉત્પન્ન થાય છે ને તે પણ શરીરમાં ઘણી જાતના રોગો પેદા કરે છે.

**નવ**—હા ! ગુરૂજી મારી પાસે યશવંત રહે છે તેના ઘરમાં તડકો તો બિલકુલ આવતોજ નથી ! તેથીજ તેના ઘરનાં બધાં માણુસ માંદાં રહેતાં હશે એ મને આજે બરાબર સમજાયું.

શરીરે સાજા ન હોઈએ તો આપણાથી કંઇ કામ થાય નહિ કારણ "**પહેલું સુખ તે જાતે નર્યા.**" વળી આપણાં કપડાં ગંદાં હોય તો કોઇ સારો માણુસ આપણને તેની જોડે બેસવા દે નહિ,

**નવ**—હા ! ગુરૂજી ! આપ કહો છો તે બરાબર છે.

**શિ**—ભાઇ ! સંભળો ! આતો શરીરની સ્વચ્છતા વિષે વાત થઇ પણ તેવીજ રીતે આપણી ભાષામાં પણ સ્વચ્છતા હોવી જોઇએ.

**નવ**—ગુરૂજી એ શું વળી ?

**શિ**—ભાઇ ! ધીરજ રાખો. સાંભળો. ભાષાની સ્વચ્છતા એટલે આપણે જે બોલવું તે શુદ્ધ અને કોઇને ખોટું ન લાગે એવું હોવું જોઇએ. આપણાથી કોઇને ગાળ તો નજ દેવાય. કારણ તેમ કરવાથી ભાષાની અશુદ્ધિ થઇ ગણાય. દરેકને પ્રિય લાગે એવી વાણી બોલવી, વડીલોને માનથી બોલાવવા, વગેરે વગેરે, વાણીનો ઉપયોગ પણ શ્રી હરિનાં કિર્તન બોલવામાં, તેનું નામ લેવામાં તથા તેનું ભજન કરવામાં જેમ બને તેમ વધારે કરવો જેથી તે શુદ્ધ રહે અને શ્રીપ્રભુ આપણા પર રાજી રહે. ભાઇ નવનીત ! મેં તમોને શરીરની ને વાણીની એમ બે પ્રકારની સ્વચ્છતા વીશે શીખવ્યું. એ બધું બરાબર યાદ રહ્યું ને ?

**નવ**—હા ! ગુરૂજી.

**શિ**—જો હવે સાંભળ ! આવી રીતે આપણાં શરીર અને વાણી શુદ્ધ હોય તો પછી મનની શુદ્ધિ થાય છે. માટે પ્રથમ

ઉપર જણાવેલ બંને પ્રકારની શારીરિક અને માનસિક શુદ્ધિ લાવવા પ્રયત્ન કરવો જોઇએ.

મનમાં ખરાબ વિચારો ન કરવા, કોઈનું ભુડું ન ઇચ્છવું, પણ દરેકના ભલાના તથા પ્રભુ સંબંધીજ વિચારો કરવા એજ માનસિક એટલે મનની શુદ્ધિ ગણાય. આપણું મન પવિત્ર હોય, તેમાં કોઇ જાતની મલીનતા ન હોય, તોજ શ્રીહરિ આપણા હૃદયમંદિરમાં વાસ કરે છે, આપણા હૃદયમંદિરમાં આપણા શ્રીપ્રભુજીને પધરાવવા માટે સ્વચ્છતાની ખાસ જરૂર છે.

પહેલાં બહારની શુદ્ધિ હોય તોજ અંદરની (આંતરિક) શુદ્ધિ આવે છે માટે હંમેશાં નાહીધોઈ સ્વચ્છ રહેવું ને સ્વચ્છ કપડાં પહેરવાં.

ભાષા શુદ્ધ અને મીઠીબોલવી ને મનને પ્રભુનો વાસ તેમાં થાય તેવું પવિત્ર રાખવું.

આથીજ કહ્યું છે કે **સ્વચ્છતા એ દેવતાઇથી બીજે નંબરે છે.**

## પાઠ ૬ ઠ્ઠો.

## માબાપની સેવા.




ઢરપુરનામે એક ગામમાં એક બ્રાહ્મણ દંપતિ–સ્ત્રી પુરૂષ રહેતાં હતાં, તેમને એક દિકરો હતો, તે એટલો બધો કુપાત્ર અને દુષ્ટ હતો કે તે હમેશાં માતપિતાને દુ:ખ દેતો અને હેરાન કરતો.

એક દિવસ એવું બન્યું, કે તે ગામના ઘણા લોકોનો સંઘ યાત્રાએ જવા નિકળ્યો, આ જોઇ તે છોકરો પણ ચોરી કરવાની લાલચે સંઘની સાથે ગયો. માબાપ બિચારાં સમજ્યાં કે નિરાંત થઇ !

કાસગઇ ! કારણ કે એ જેટલા દિવસ બહાર રહેશે એટલા દિવસ તો આપણે સુખે રહેવાનો વારો આવશે !

થોડેક ગયા પછી રાત્રે તે ભુલો પડયો, અને અઘોર વનમાં આમ તેમ ભટકવા લાગ્યો, આખરે થાકીને એક ઝાડ નીચે સુતો. એટલામાં એવું બન્યું કે, બે સુંદર—અલૌકિક સ્ત્રીઓ માથે સોનાના ઘડામાં શ્રી ગંગાજળ અને શ્રી યમુનાજળ લેઇને જતી હતી આ બે સ્ત્રીઓને તેણે પૂછ્યું કે તમે કોણ છો ? ને આટલી મોડી રાત્રે કયાં જાઓ છો ? તેમણે કહ્યું કે અમે શ્રી ગંગાજી અને શ્રી યમુનાજી છીએ અને એક બ્રાહ્મણના છોકરાને પોતાનાં વૃદ્ધ માબાપની સેવામાંથી અવકાશ નહિ મળતો હોવાથી તેને સ્નાન કરાવવા જઇએ છીએ ( અર્થાત્ જે માતપિતાની સેવા કરે છે તેને શ્રી ગંગા—યમુનાજીમાં સ્નાન કર્યાનું ફળ મળે છે ) આટલું કહી તે અંતર્ધાન થઇ ગયાં.

પુંડરિક એકદમ ચમકી ઉઠ્યો, મનોગત વિચાર કરવા લાગ્યો કે ચાલ ! હુંપણ ઘેર જઇ મારાં માબાપની સેવા કરૂં. તરતજ ઘેર ગયો. તેને જોતાની સાથેજ વૃદ્ધ માબાપ તો ગભરાયાં. હાય ! દૈવ ! વળી પાછો આ કયાં આવ્યો ! પણ પુંડરિક તો તરતજ માતપિતાને પગે લાગ્યો, ક્ષમા માગી સેવા કરવા માંડી તેમની સેવામાં પોતાના શરીરની પણ તેણે દરકાર કરી નહિ. તેની રાત દિવસની આવી એક ટેકની ભક્તિથી પ્રભુ તેના પર પ્રસન્ન થયા ને તેને દર્શન આપ્યાં. પણ તે વખતે તે માતા પિતાની સેવામાં તલ્લીન થએલો હોવાથી બોલ્યો મહારાજ ! હમણાં જરા થોભો. હાલ હું મારા માતપિતાની પગચંપી કરૂં છું તેથી જ્યાં સુધી તે સેવા પૂરી થાય ત્યાં સુધી આપ આ ઇંટપર ઉભા રહો. પ્રભુ તેની આવી ભક્તિથી ખૂશ થઇને ઇંટપર ઉભા રહ્યા ત્યારથી તે

હાલ સુધી પણ અહીંજ બિરાજે છે ને પુંડરિક **શ્રી વિઠ્ઠલનાથજી** એમ કહેવાય છે.

**શિક્ષા**—માબાપની સેવા વિના સર્વ અફળ છે.

માબાપની સેવાથી પ્રભુ પ્રસન્ન થાય તો પછી બીજા વૈભવો મળે તેમાં શું નવાઈ ?

માબાપની સેવા એ આપણી પ્રથમ ફરજ છે.

માતપિતાની ભક્તિ એ ધર્મનું પ્રથમ પગથીયું છે. કારણ કે તેમના ઉપર ભક્તિ ઉત્પન્ન થયા પછી જગત્‌ના મહાન્ પિતા પ્રભુ પ્રત્યે પણ ભક્તિભાવ ઉત્પન્ન થાય છે.

આવો જ એક શ્રવણ કરીને ભક્ત થઇ ગયો છે.

## પાઠ ૭ મો.

## આનુંનામ તે પુત્ર.

પૂર્વે **હસ્તિનાપુરમાં શાંતનુ** નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને **દેવવ્રત** નામે એક પુત્ર હતો.

રાજા એક દિવસ ગંગાનદીને કિનારે ફરતા હતા, ત્યારે તેમને આજુબાજુના પ્રદેશમાંથી મધુરી સુવાસ આવવા લાગી, ચોમેર નજર ફેરવતાં રાજાએ એક અતિ લાવણ્યવતી સુંદર કન્યાને દીઠી. તેને પૂછતાં માલમ પડયું કે તે એક માછીમારની છોકરી હતી, ને તેનું નામ **સત્યવતી** હતું. રાજા આ કન્યાના રૂપથી તેના પર અત્યંત મોહિત થયા, ને તેના બાપ પાસે તેનું માગું કર્યું. માછીમારે પોતાની છોકરીનાં લગ્ન રાજા સાથે કરવા એક સરતે હા કહી. તે

સરત એ હતી કે "પોતાની પુત્રી સત્યવતીથી રાજાને જે પુત્ર થાય તે ગાદી વારસ ગણાય." પણ રાજાને પોતાની પ્રથમની સ્ત્રી ગંગાનો પુત્ર દેવવ્રત હોવાથી પોતે તે સરત કબુલ કરી શકયા નહિ. ને તેથી નિરાશ થઇ મહેલમાં પાછા આવ્યા.

દિનપ્રતિદિન રાજા આ કન્યાના વિરહથી સુકાવા લાગ્યા ને ચિંતાતુર રહેવા લાગ્યા. પોતાના પ્રિય મોટા પુત્રનો હક્ક કેમ કરી છીનવી લેવાય? ને તેમ ન થાય ત્યાં સુધી સત્યવતી કેમ મળે? એ વિચારોથી તે રાજકાજમાં પણ ધ્યાન આપતા નહિ.

દેવવ્રતે પ્રધાન પાસેથી પોતાના પિતાની ઉદાસીનતાનું કારણ જાણી લીધું. ને તે દુઃખ ટાળવા નિશ્ચય કીધો. તે (દેવવ્રત) તરતજ માછીમાર પાસે ગયા ને તેને કહ્યું જા "હું **આજથી મારો ગાદીનો હક્ક મૂકી દઉં છું**" પિતાનું સુખ ઇચ્છનાર પુત્રે પોતાના સુખની લેશ પણ દરકાર ન જ કરી. માછીમારે કહ્યું કે દેવવ્રત? કદાચ તું ગાદી ન લે પણ તારા છોકરાઓ ગાદી માટે દાવો કરે તેનું શું? આના જવાબમાં દેવવ્રતે બીજી મહાન્ પ્રતિજ્ઞા લીધી કે "**જા હું બિલકુલ લગ્નજ નહી કરૂં ને બ્રહ્મચર્ય પાળીશ.**" આ બંને વચનથી સંતોષ પામી માછીમારે પોતાની પુત્રી રાજા શાંતનુંને આપી.

રાજા શાંતનું પુત્રની આવી પિતૃભક્તિ જોઇ પ્રસન્ન થયા ને તેને વરદાન આપ્યું કે હે વાહાલા પુત્ર! તારૂં મરણ તારી ઇચ્છા પ્રમાણે થશે, ને તારી ઇચ્છા વિના તને કોઇ મારી શકશે નહિ. આવી મહાન્ દારૂણ પ્રતિજ્ઞા લેવાથી દેવવ્રત તે દિવસથી "**ભિષ્મ**" એ નામથી ઓળખાવા લાગ્યા ને તે પ્રતિજ્ઞાને "**ભિષ્મપ્રતિજ્ઞા**" નામ અપાયું.

તેમણે લીધેલ વચન મરણ સુધી પાળ્યું આવી પિતૃભક્તિથી તે મહાન્ સમર્થ થયા ને મહાભારતના યુદ્ધમાં બહાદુરીથી લઢી છેવટે પોતાની ઇચ્છાથીજ દેહ ત્યાગ કર્યો. ધન્ય છે! આવી પિતૃભક્તિને પિતાના સુખને ખાતર પોતાના જીવનનો સમસ્ત વૈભવનો ભોગ! **આનું નામ તે પુત્ર!!**

**શિક્ષા**—ગમે તેવું દુઃખ વેઠીને પણ માબાપની સેવા કરવી. તેમના સુખની ખાતર પુત્રે પોતાના ગમે તેવા સુખનો ભોગ આપતાં આચકો ખાવો નહિ.

પિતૃભક્તિથી મનુષ્ય આ લોકમાં કીર્તિ મેળવી પરલોકમાં સારી ગતિને પામે છે.

પોતે લીધેલ વચન ગમે તેટલું કઠણ હોય પણ તેનું બરાબર પાલન કરવા ચુકવું નહિ.

જેમણે મને પાળી-પોષી મોટો કર્યો છે તેમની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રધર્મ હોવો જોઇએ.



## પાઠ ૮ મો.

### ભાઇઓનો પ્રેમ.



પૂર્વે અયોધ્યામાં **દશરથ**નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને કૌશલ્યા, સુમિત્રા અને કૈકયી એમ ત્રણ રાણીઓ હતી, અને રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચાર પુત્રો હતા.

આ ચારે ભાઇઓ એક બીજા પર ઘણોજ સ્નેહ રાખતા. દશરથ રાજાએ પોતે વૃદ્ધ થવાથી રામચંદ્રજીને ગાદી આપવાનો

વિચાર કર્યો. પણ કૈકેયીએ ઇર્ષાથી રામને માટે ચૌદવરસ વનવાસ ને પોતાના પુત્ર ભરતને માટે રાજ્યગાદી માગી લીધી. વચનથી બંધાએલ રાજાને તે કબુલ કરવું પડયું. ભરતજી આ વખતે પોતાને મોસાળ હતા.

રામચંદ્રજી વનવાસ જવા માટે તૈયાર થયા એટલે લક્ષ્મણે તેમની જોડે જવા આજ્ઞા માગી. રામચંદ્રજીએ તેમને ઘણી ના કહીને વનનાં કષ્ટો કહી બતાવ્યાં પણ લક્ષ્મણજીને પોતાના વડીલ બંધુપર અત્યંત પ્રેમ હતો તેથી તે કશાથી ડગ્યા નહિ ને પોતાનો વનમાં જવાનો વિચાર કાયમ રાખ્યો તેમનો ઘણો આગ્રહ જોઇ રામચંદ્રજીએ તેમને વનમાં આવવા રજા આપી. આ વનવાસની વાત જાણતાંજ સીતાજી પણ તેમની સાથે જવા તૈયાર થયાં તેમને બહુ બહુ સમજાવ્યાં ને વનમાં ભૂખ, તરસ, ટાઢ, તડકો વગેરે અનેક સંકટો વેઠવાં પડશે એમ કહ્યું; પણ સીતાજી બોલ્યાં સ્ત્રી એ સ્વામીના સુખ દુઃખની ભાગીએણ છે. મારા સ્વામીના દુઃખમાં ભાગ કરવો એ મારો પ્રથમ ધર્મ છે માટે હું તો સાથે આવ્યા વગર રહેનાર નથી. આથી રામચંદ્રજીએ તેમને પણ સાથે લીધાં.

ભરતજીને તેડવા મોકલ્યું હતું. તેથી તે પોતાના મોસાળથી આવ્યા. કૈકેયીનો સમજી કે મેં ભરતને ગાદી અપાવી છે માટે તે મારા પર રાજી થશે. પણ જ્યારે તેમણે પોતાના વડીલ બંધુના વનવાસની ને પોતાને ગાદી મળવાની વાત જાણી ત્યારે તે રડવા લાગ્યા ને પોતાની માતા કૈકેયીને ઘણોજ ઠપકો આપ્યો. રાજગાદી લેવા તેમણે ના પાડી ને રામચંદ્રજીની પાછળ જઇ તેમને ગાદી લેવા આગ્રહ કર્યો. રામચંદ્રજીએ તેમને ઘણું સમજાવ્યા ને કહ્યું વહાલા

બંધુ ! આપણા પિતાનું ને માતાનું વચન મીથ્યા જવું ન જોઇએ માટે મારે વનમાં જવુંજ જોઇએ. જ્યારે રામચંદ્રજીએ રાજ્યગાદી લેવા ના પાડી ત્યારે ભરતજીએ કહ્યું કે રાજ્યગાદીપર આપની પાદુકાજી-પાવડીઓ પધરાવીશ ને હું તો અયોધ્યા બહાર એક ગામમાં રહી આપની પાદુકાનું પૂજન કરીશ. આથી શત્રુઘ્નને રાજ્યની સંભાળ રાખવાનું કહી રામચંદ્રજી વનમાં સિધાવ્યા.

વનમાં ત્રણે જણ આનંદથી દિવસો પસાર કરવા લાગ્યાં. લક્ષ્મણજી પોતાના વડીલ બંધુની એક ટેકથી સેવા કરતા ને સીતાજીને માતા સમાન ગણતા. રાતે જ્યારે રામચંદ્રજી અને સીતાજી મઢીમાં સુઇ રહેતાં ત્યારે પોતે બહાર ચોકી કરતા. આવી રીતે તેમણે ચૌદ વરસ સેવા કરી ને ભરતજીએ પણ ચૌદ વરસ સુધી તપશ્ચર્યા કીધી ને ગાદીના સામું પણ જોયું નહિ. અહા ! કેવો ભાઇઓનો સ્નેહ ?

**શિક્ષા**—આપણે પણ ભાઈભાંડું પર આવો પ્રેમ રાખવો, વડીલોને માન આપવું ને વડીલબંધુની સ્ત્રીને માતા સમાન ગણવાં.

ઓરમાન ભાઇ હોય તો પણ તેના પર પોતાના સગા ભાઇ જેટલો સ્નેહ રાખવો.

ગમે તેવું દુઃખ પડે પણ માતાપિતાની આજ્ઞા પાળવી ને ભાઇભાંડુને પાળતાં શીખવવી.

જેમ એક માબાપનાં છોકરાં છોકરાં આપણે ભાઇબેન છીએ તેમ એક નગરમાં વસતાં બધાં મનુષ્યો પણ આપણે ભાઇબેન છીએ. તેથી એક બીજા તરફ સ્નેહ રાખવો વળી તેથી આગળ દરેક પ્રાણીમાત્ર તરફ પણ આપણે સ્નેહ રાખવો જોઈએ કારણ કે આપણે બધાં એકજ મહાન્ પિતા પરમેશ્વરનાં સંતાન છીએ તેથી આપણે એકબીજા પર ભાઇભાંડું જેવો પ્રેમ રાખીએ તોજ આપણા પિતા પ્રભુ આપણા પર રાજી રહે.

૧ શિક્ષકે-કૃષ્ણ-બળરામ યુધિષ્ઠિર-સહદેવની વગેરે વાર્તાઓ આ સ્થળે કહેવી-ને છોકરાંઓને સમજાવવી.



# પાઠ ૯ મો.

## ગુરૂભક્તિ—ભાગ ૧ લો.



ગુરૂભક્તિ એટલે ગુરૂ માટે માન અને પ્રેમ. પહેલાં આપણા દેશમાં બાળકને જનોઇ દેવાતું કે તરતજ તેને ગુરૂને ઘેર ભણવા માટે મોકલતા ને ત્યાં તે મોટી ઉમ્મર થતાં સુધી રહેતો ને ભિક્ષા માગી ખાતો, પછી તે શિષ્ય ભલે રાજા હોય કે રંક હોય પણ તેમની વચ્ચે બીલકુલ ભેદ ગણાતો નહિ.

જો આપણને ગુરૂમાટે માન ન હોયતો ગુરૂની શિખવેલી વિદ્યા આપણને કોઇ દિવસ આવડેજ નહિ. વિદ્યાર્થી તરીકેની સૌથી પ્રથમ ફરજ એછે કે, તેનામાં ગુરૂ માટે માન અને પ્રેમ હોવાં જોઇએ. ગુરૂનાં સઘળાં કાર્યો ખંત ને ઉત્સાહથી કરવાં જોઇએ. આ વીષે શ્રીકૃષ્ણે ભગવાને પોતાના ગુરૂને ત્યાં તેમની કેવી સેવા કરેલી તે વાત તમને સમજાવું.

સાંદિપની નામના ઋષિને ત્યાં ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા, તેમાં શ્રીકૃષ્ણ અને સુદામા પણ હતા. એક દિવસ કંઇ કારણસર ગુરૂ બહારગામ ગએલા ને તે દિવસે ઘરમાં રસોઇ કરવા માટે લાકડાં ન હોવાથી ગુરૂપત્નીએ કૃષ્ણ અને સુદામાને લાકડાં લઇ આવવા કહ્યું. બંને શિષ્યો આનંદથી ખભે કુહાડા લઇ નીકળી પડયા. એક ગાઢા-ઘણી ઝાડીવાળા જંગલમાં જઇ કોણ વધારે લાકડાં કહાડે છે એવી હોડ-શરત બકી ને બંને જણે ઘણાં લાકડાં કહાડી ભારા બાંધ્યા. પણ એટલામાં અચાનક મેઘગર્જના થવા લાગી ને

મુશળધાર વરસાદ પડવા લાગ્યો. અંધારૂં થઇ ગયું ને પાણીમાં બંને શિષ્યો આમતેમ ભટકવા લાગ્યા. આખી રાત આમતેમ ભટકયા પણ રસ્તો હાથ લાગ્યો નહિ. સવારમાં ગુરૂ ઘેર આવ્યા ત્યારે ખબર પડી કે બંને શિષ્યો રાતના લાકડાં લેવા ગએલા હજુ પાછા આવ્યા નથી. ગુરૂને ચિંતા થઇ અને હે કૃષ્ણ! હે સુદામા! એમ બુમો મારતા જંગલમાં તેમને ખોળવા નીકળ્યા. કેટલીક વારે તેમણે બંને જણને ભિના શરીરે ટાઢથી ધ્રુજતા જોયા. સાંદિપનીઋષિએ તરતજ તેમને છાતીએ ચાંપ્યા ને આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. **કેવી ગુરૂની ભકિત! અને તેના બદલામાં કેવો ગુરૂનો પ્રેમ!**

**શિક્ષા**:—આપણને ગુરૂ માટે આવો પ્રેમ હોવો જોઈએ. ગુરૂ આગળ કોઈ ઉચ્ચ નીચ નથી પણ બધા સરખાજ છે.

ગુરૂ પ્રત્યે માન-આદર ને પૂજ્યભાવ વિના વિદ્યા આવડતી નથી. ગુરૂની ભકિત વિના કદાપિ જ્ઞાન આવતુંજ નથી. માટે ગુરૂની આજ્ઞા પાળવી ગુરૂ કહે તેજ કરવું. ગુરૂમાં દોષબુદ્ધિ ન રાખવી. નિંદા તો થાયજ કેમ? વિદ્યાગુરૂ કરતાં ધર્મગુરૂ મોટા છે માટે તેમના તરફ વધુ ભકિત હોવીજોઇએ

આપણામાં કહેવત છે કે "**ગુરૂ વિના જ્ઞાન નથી**" માટે ગુરૂ-ભકિત કરવાથી આ અસાર સંસાર સહેલાઇથી તરી જવાય છે.



## પાઠ ૧૦ મો.

## ગુરૂભકિત ભાગ ૨ જો—ખંત અને શ્રદ્ધા.






એક વખતે પાંડવો અને કૌરવોના સમર્થ વિદ્યાગુરૂ દ્રોણાચાર્ય પાસે 'હિરણ્યધનુ' નામના એક ભિલનો છોકરો ધનુવિદ્યા-બાણ મારવાની વિદ્યા શિખવા આવ્યો. તેનું નામ **એકલવ્ય**

હતું શુદ્રને ધનુર્વિદ્યાનો અધિકાર ન હોવાથી દ્રોણાચાર્યે તેને વિદ્યા આપવા ના પાડી.

આથી નિરાશ ન થતાં એકલવ્ય વનમાં ગયો, ને દ્રોણાચાર્યની મૂર્તિ બનાવી તેને પોતાના સાક્ષાત્ ગુરૂજ માનવા લાગ્યો. તે દરરોજ યથાવિધિ તેની પૂજા કરતો ને તેની સમક્ષ તિર ફેંકવાની તાલીમ લેવા લાગ્યો. થોડા દિવસમાં તે આ વિદ્યામાં ઘણોજ નિપુણ-હોંશીઆર થયો, ને તે એટલે સુધી કે એક દિવસે વનમાં તેની આવી નિપુણતા જોઈ પાંડવો અને કૌરવો ચકિત થયા ને આ વાત તેમણે પોતાના ગુરૂ દ્રોણાચાર્યને કહી.

એક શુદ્ર જાતિનો માણસ આ વિદ્યામાં આટલો હોંશિયાર થાય એ ઠીક નહિ, કારણ કે તે હલકા વિચારનો ગમે તેવું દુષ્ટ કાર્ય કરી બેસશે, એમ વિચારી દ્રોણાચાર્ય એકલવ્યની પાસે વનમાં ગયા. પોતાના ગુરૂને સાક્ષાત્ પધારેલા જોઇ તેણે તેમની યોગ્ય પૂજા ને દંડવત્ પ્રણામ કર્યા.

દ્રોણાચાર્ય બોલ્યા હે શિષ્ય ! તું મારો ખરો શિષ્ય હોયતો તું મને ગુરૂદક્ષિણા આપ. ગુરૂપ્રેમી એકલવ્ય તરતજ બોલ્યો, ગુરૂદેવ આપને માટે મને કોઇ અદેય-આપી ન શકાય એવી વસ્તુ છેજ નહિ. આપની ઇચ્છામાં આવે તે આપ ઘણી ખુશીથી માંગો."દ્રોણાચાર્યે વિચાર કરી કહ્યું, હે વત્સ ! તું તારા જમણા હાથનો અંગુઠો મને કાપી આપ. એકલવ્યે જરાપણ અચકાયા વિના હસતે મુખડે કાપીને તે પોતાના ગુરૂ આગળ ધર્યો, પણ તેથી તે સદાને માટે તિર ફેંકવામાં અશક્ત થયો.

અહા ! ધન્ય છે આવી ગુરૂભક્તિને ? કે ગુરૂની આવી નિર્દય માગણી છતાં શિષ્યે તેનો જરાપણ વિચાર કર્યા વગર ખુશીથી તે

સ્વીકારી લીધી. આપણામાં પણ ગુરૂ માટે આવી અડગ ભક્તિ હોવી જોઇએ.

**શિક્ષા**—ગુરૂ પ્રત્યે માન અને પ્રેમ હોય તો ગમે તેવી વિદ્યા સહેજમાં આવડે છે.

ગમે તે જાતિનો પુરૂષ શ્રમથી અને ખંતથી ધારેલી વસ્તુ મેળવી શકે છે.

આરંભેલું કામ એક ચિત્તથી મન દઇને કરવાથી તે પૂર્ણ થાય છે.

વિદ્યા શીખવાડી આવડતી નથી, એક ચિત્તથી પૂર્ણ શ્રદ્ધા રાખે તોજ આવડે છે.

---

## પાઠ ૧૧ મો.

### અન્ન તેવા ઓડકાર.



કોઇ એક નગરમાં એક પંડિત રહેતા હતા તે ઘણા વિદ્વાન હતા ને કથા બહુ સારી કરી જાણતા. એક દિવસે એક કોળીને ઘેરથી કથા કરવા માટે નજીકના ગામમાંથી આમંત્રણ આવ્યું તેથી ત્યાં ગયા. તેને ત્યાં તેમણે કથા કરી, પણ પછી જમવાનો વખત ચએલો હોવાથી તેને ઘેરથી સીધું લઇ ત્યાંજ રસોઇ બનાવી. વખત ઘણો થઇ ગએલો હોવાથી બાપજીને ભૂખતો કકડીને લાગેલી, તેથી ઠાકોરજીને ભોગ ધરાવવાનું પણ ભૂલી ગયા ને એકદમ જમવા બેઠા.

જમીને તૈયાર થયા એટલે તેમણે વિદાય માગી. ગામ પંડિતજીના નગરથી પાંચ ગાઉ દૂર હતું. બાપજી અર્ધે રસ્તે આવ્યા ત્યારે એક ખેતરની અંદર બળદને બાંધવાની એક મોટી રાશ—દોરડું—પડેલી હતી. આ રાશ જોઇ બાપજીની દાનત બગડી તેમણે આજુબાજુ

નજર ફેરવી પણ એટલામા કોઈ જણાયું નહિ તેથી રાશને પોતાની જોડેની કોથળીમાં નાખી ચાલવા માંડયું.

આ પછી થોડીજ વારે પેલો રાશનો ધણી ( ખેડુત ) આવ્યો ને તેણે જોયું તો ત્યાં રાશ દીઠી નહિ. તેણે બધે જોયું પણ આ પંડિતજી સિવાય બીજા કોઇને જતાં જોયું નહિ, તેથી તે દોડતો દોડતો તેમની પાછળ ગયો ને બોલ્યો, બાપજી મારી રાશ આ ખેતરમાંથી લીધી સેકે ?" બાપજીએ હિંમતથી પ્રથમતો ના કહી પણ ખેડુતે તેમના કોથળાની જડતી લેતાં રાશ અંદરથી નીકળી ને બાપજીતો બિચારા ઝંખવાણા પડી ગયા.

પંડિતજીએ તરતજ વિચાર કર્યો કે મારી આખી જીંદગીમાં મારાથી આવું નીચ કામ થયું નથી ને આજે આમ કેમ બન્યું ? વિચાર કરતાં કરતાં તેમને જણાયું કે, અરે ! આજે મેં પેલા ભિલનું નીચ અન્ન ખાધું તેથી મને આવી બુદ્ધિ સુઝી નીચનું અન્ન ખાવાથી ખરેજ માણસમાં નીચ બુદ્ધિ આવે છે. વળી મેંતો પ્રભુને પણ તે રસોઇ ધરાવી નહી. નહિતો તે નીચના અન્નનો દોષ પણ જતો રહેત ને શુદ્ધિ થાત. આ દિવસથી તેમણે નીચનું અન્ન ખાવાનો ત્યાગ કર્યો. **અન્ન તેવા ઓડકાર** તે આનું નામ.

શિક્ષાઃ—નીચનું અન્ન ન ખાવું. દરેક ચીજ પ્રભુને ધરાવીને લેવી. કારણ કે પ્રભુને ધરાવવાથી તેના એ દોષો નાશ થાય છે. ને આહાર શુદ્ધ બને છે.

આહારની શુદ્ધિથી જ મનની શુદ્ધિ થાય છે ને મન શુદ્ધ હોય તો જ સારા વિચારો આવે છે. નીચનું અન્ન ખાતાં વિદ્વાનની બુદ્ધિમાં પણ વિકાર થાય તો આપણે શું વિસાતમાં ?

લોભને વશ થઇ આપણા ધર્મની હાનિ થાય એવી રીતે પૈસા પેદા કરવા પ્રયત્ન કરવો એ મોટું પાપ છે.

# પાઠ ૧૨ મો.

## સાચું સુખ શું ?–પ્રભુની ભક્તિ.



ઉતંક નામે એક ઋષિ હતા. તેઓ હમેશાં પ્રભુભક્તિમાં મગ્ન રહેતા. આવી તેમની એક ટેકની ભક્તિ જોઇ ભગવાન્ તેમના પર પ્રસન્ન થયા ને ઋષિને સાક્ષાત્ દર્શન આપી બોલ્યા. હે મારા પ્રિય ભક્ત ! હું તારી અચલ ભકિતથી તારા પર પ્રસન્ન થયો છું. માટે ઇચ્છામાં આવે તે મારી પાસેથી તું માગીલે. પણ પ્રભુનો સાચો ભકત તો પ્રભુ સિવાય દરેક વસ્તુને તુચ્છ માને છે, કારણ કે તે સર્વે નાશવંત છે. વળી તે દરેકનો બનાવનાર શ્રીપ્રભુ પોતેજ છે. આથી ઉતંકે કહ્યું મહારાજ! "મને આપની આવી જ ભક્તિ સદાને માટે આપો" એજ મારૂં આપની પાસે માગણું છે. આ સાંભળી ભગવાન્ બોલ્યા અરે! એમાં તું શું માગે છે. ઇંદ્ર જેવા વૈભવ માંગ, રિદ્ધિ સિદ્ધિ માંગ અથવા તારી ઇચ્છામાં આવે તેવાં સુખો માગ." પણ ઋષિ બોલ્યા "હે પ્રભો ! આપના સિવાય બીજા કશાની જરૂર નથી. ભગવાન તથાસ્તુ" ( એમ થાઓ ) કહી અંતર્ધાન થઇ ગયા.

આપણે પ્રભુ ભક્તિ કરવી તે પ્રભુ ભક્તિની ખાતરજ કરવી જોઇએ, ને તે કોઇપણ સાંસારિક સુખની ઇચ્છા વિનાનીજ, પોતાનો ધર્મ સમજીનેજ કરવી જોઇએ. કારણ પોતાના ભક્તને શાની જરૂર છે તે પ્રભુ આપણા કરતાં વધારે સારી રીતે સમજે છે. દાખલા તરીકે–એક નાનું બાલક એક સર્પને દેખી તેને પકડવા દોડે છે પણ માબાપ તેને તેમ કરતું અટકાવે છે અને તેથી બાળક રડે છે ને

માબાપ મને કેમ અટકાવે છે એમ મનમાં વિચારે છે. પણ બાળકનું સુખ તેના પોતાના કરતાં તેનાં માબાપ વધારે સારી રીતે સમજી શકે છે. તેવીજ રીતે કેટલીક વખત આપણને એમ લાગે, કે અમુક વખતે ઇશ્વરે મારૂં અમુક કામ ખોટું કર્યું. પણ આપણા પિતા પરમેશ્વરનો તો આપણને સુખી કરવાનોજ આશય હંમેશાં હોય છે.

**શિક્ષા:**—ખરી ભક્તિથી પ્રભુ અવશ્ય પ્રસન્ન થાય છે જ.

ખરા પ્રભુ ભકતો સોના-રૂપાથી અથવા ભોગવિલાસથી લલચાતા નથી કારણ કે તે સઘળા નાશવંત છે. ઇન્દ્રનો વૈભવ તો શું પણ ખુદ ઈંદ્ર પણ નાશવંત છે તો પછી બીજાનું શું કહેવું

શ્રી હરિ એકલા જ અવિનાશી છે.

૧ પોતાના કાર્યમાં "મારાપણું" ન રાખવું. ગીતાજીમાં અર્જુનને ભગવાન્ કહે છે કે, હે અર્જુન ? તું જે ખાય, કરે, જુએ, તે સઘળું મને જ અર્પણ કર, એટલે તેમાં મારાપણાની આસક્તિ ન રાખ. આપણે તો પ્રભુના દાસ માત્ર છીએ.

**પ્રભુ સિવાય સઘળાં સુખો નાશવંત છે.**

શિક્ષકે આ બાબત સ્પષ્ટતાથી બરાબર સમજાવવી.

---

## પાઠ ૧૩ મો.

## દ્રુપદ અને દ્રોણાચાર્ય—ક્ષમા.

---

રાજા દ્રુપદ અને દ્રોણાચાર્ય બને એકજ ગુરૂના વિદ્યાર્થી હતા, ને બંને સાથેજ રહી વિદ્યાભ્યાસ કરતા હતા. એક વખતે દ્રુપદે કહ્યું કે હે દ્રોણ ! તમે મારા ખાસ મિત્ર છો તેથી જ્યારે મને રાજગાદી મળશે ત્યારે તેમાંથી હું તમને

પણુ દ્રવ્ય આપીશ. વખત જતાં દ્રુપદ ભણી રહ્યા પછી રાજા થયો, ને દ્રોણાચાર્યે પણુ એક ગરિબ બ્રાહ્મણુ તરીકે પોતાનો ગૃહસ્થાશ્રમ શરૂ કર્યો, તેમને પુરતું ખાવાને માટે અન્ન પણુ નહતું. એક દિવસ જ્યારે પોતાનો પુત્ર ભૂખથી પીડાવા લાગ્યો ત્યારે તે પોતાના બાળપણુના મિત્ર રાજા દ્રુપદ પાસે ગયા ને તેણે વિદ્યાર્થી અવસ્થામાં આપેલ વચન તેને યાદ દેવરાવ્યું. આ વખતે રાજા દ્રુપદ રાજ્યમદમાં અંધ બની ગયો હતો અને તેથી તે બોલ્યો, અરે દરિદ્ર બ્રાહ્મણુ! આ તું શું બોલે છે? મારાજેવા રાજા તે વળી તારા જેવા કંગાલ-ગરિબનો મિત્ર હોતો હશે કે? આમ કહી તેમનો તિરસ્કાર કરી, તેણે તેમને રાજ્ય મહેલની બહાર કહાડી મુકાવ્યા. દ્રોણાચાર્યે આ વેરનો બદલો લેવા પણુ–પ્રતિજ્ઞા લીધી અને ચાલી નીકળ્યા. તે દ્રોણાચાર્ય અસ્ત્રવિદ્યામાં ઘણા પ્રવીણુ હતા. તેમણે એક વખતે પાંડવોને કુવામાં પડેલો દડો ઘાસના તરણાથી કહાડી આપ્યો હતો તેથી તેમનો પ્રતાપ જોઇ તેમને પાંડવ કૌરવોના ગુરૂ નીમવામાં આવ્યા.

આ બધા રાજકુંવરોને તેમણે અસ્ત્રવિદ્યા બહુ સારી શીખવી, ને જ્યારે તેઓ બધા ભણી રહ્યા ત્યારે તેમની પાસેથી ગુરૂ દક્ષિણામાં માગ્યું કે દ્રુપદ રાજાને કેદ પકડી મારી પાસે લાવો. બધા રાજ-કુંવરોએ રાજાદ્રુપદના દેશપર ચડાઇ કરી પણુ અર્જુન સિવાય બધા હાર્યા. છેવટે અર્જુને દ્રુપદને હરાવી તેને કેદ પકડયો ને પોતાના ગુરૂની આગળ ખડો કર્યો.

દ્રુપદ લજ્જાથી નીચું જોઇ રહ્યો હતો ને દ્રોણાચાર્ય હવે મને મારી નાખશે એ બીકથી તે ધ્રુજતો હતો. પણુ ક્ષમાશીલ દ્રોણાચાર્ય શાંતિથી બોલ્યા, અરે! લક્ષ્મીના મદમાં અંધ બનેલ રાજા! ગભરા નહિ, ગુનેહગારને ક્ષમા આપવી એતો અમારો ધર્મ છે! તેમાં વળી

તું તો મારો મિત્ર છે. ! હું તને તારા કરેલા અપરાધની ક્ષમા આપું છું. પણ તું કહેતો હતો કે "રાજાને રંક સાથે મૈત્રી ન હોઇ શકે" માટે તારૂં અર્ધું રાજ્ય હું તને સોંપી બાકીનું અર્ધું મારે માટે રાખું છું. આવી રીતે દ્રોણાચાર્યે પોતાનું પ્રથમ વૈર ભૂલી જઇ ઉદાર દિલથી દ્રુપદરાજાને માફી આપી.

ક્ષમા એ ઉત્તમ ગુણ છે. સામા માણસને તેના ગુન્હાની શિક્ષા કરવાની શક્તિ આપણામાં હોય છતાં, તેને તે ગુન્હાની માફી આપવી તેનુંજ નામ ક્ષમા. **क्षमा वीरस्य भूषणम्.**

શિક્ષા:—મિત્ર ગમે તેવો હોય પણ તેના પર પ્રેમ રાખવો. અતિથિ સત્કાર એ પણ ગૃહસ્થાશ્રમનો ધર્મ છે.

રાજ્ય અને ધન મલવાથી અભિમાની ન બનવું. પણ ગરિબોને આશ્રય આપવો.

આપણી સારી અવસ્થા થતાં ખરાબ અવસ્થામાંના સ્નેહી સગાંને કદી પણ ન જ ભૂલવાં.

અભિમાનથી માણસ દુઃખી થાય છે ને પોતાનાં બધાં સુખો અંતે ગુમાવે છે.

મિત્રને અથવા શરણે આવેલા કોઇને પણ માફી આપવી એ દરેકને ધર્મ છે.

**ગુન્હાની શિક્ષા કરવી એ ન્યાય છે પણ તેની ક્ષમા આપવી એ સૌથી ઉત્તમ છે.** તેથી પ્રભુ રાજી રહે છે.

શિક્ષકે આ બાબતમાં તથા દ્રુપદની વર્તણુંક બાબતમાં સુદામાનું કૃષ્ણ પાસે જવું એ વાત સમજાવી ને કૃષ્ણે સુદામાની કરેલ સેવા બરદાસ્તનો દાખલો આપવો.

વેરનું ઓસડ વ્હાલ છે. કોઇ આપણને નુકશાન કરે તો પણ આપણે તેનું સામું નુકશાન કરવું નહિ પરમેશ્વર પોતેજ તેને સજા કરશે.



# પાઠ ૧૪ મો.

## વચન માટે વનવાસ—કર્તવ્ય.


ધિષ્ઠિર, ભિમ, અર્જુન, સહદેવ અને નીકુલ એ પાંચ ભાઇઓ હતા. તેમની બધાંની વચ્ચે એકજ સ્ત્રી હતાં. તેમનું નામ દ્રૌપદી હતું.

આ બધા ભાઇઓને એવો નિયમ હતો કે જ્યારે પાંચેમાંનો એક પણ દ્રૌપદી સાથે એકાંતમાં બેઠો હોય ત્યારે બીજાએ તે ઓરડામાં દાખલ થવું નહિ, ને જે આ નિયમનો ભંગ કરે તે બારવરસ બ્રહ્મચર્ય પાળી વનવાસ ભોગવે.

એક દિવસ ચોર લોકનું મોટું ટોળું ગામ ઉપર ચડી આવ્યું ને ગામમાંથી ગાયોને હાંકી જવા લાગ્યું. ગાયોનો માલીક એક બ્રાહ્મણ શ્વાસભર્યો દોડતો દોડતો અર્જુનની પાસે આવી કહેવા લાગ્યો કે હે મહારાજ,! ચોર લોકો મારી ગાયો લઇ જાય છે તેને આપ છોડાવો. અર્જુન આ સમાચાર સાંભળતાની સાથે ઉઠી ઉભો થયો ને ગાયોની વ્હારે જવા સજ્જ થયો ને આયુધ લેવા ઘરમાં ગયો પણ જેવો અંદર ગયા કે તરતજ તેને માલમ પડયું કે જે ઓરડામાં શસ્ત્ર મૂકેલાં છે તેમાં તો યુધિષ્ઠિર દ્રૌપદી સાથે એકાંતમાં બેઠેલા છે. અર્જુન ખમચાયો ને વિચારમાં પડયો. શું કરવું તે તેને સુઝયું નહિ. અંદર દાખલ થતાં પ્રતિજ્ઞા તોડવા માટે બારવરસનો વનવાસ ચોંટે છે ને ન જતાં શરણે આવેલ બ્રાહ્મણનું ને ગાયોનું રક્ષણ ન થવાથી ક્ષત્રિયપણાને લાંછન લાગે છે.

છેવટે તેણે નિશ્ચય કર્યો કે બાર વરસ વનમાં ભલે જવું પડે પણ શરણાગતનું રક્ષણતો અવશ્ય કરવુંજ. આમ વિચારી તરતજ તે ઓરડામાં દાખલ થયો. ને આયુધ લઇ વડિલ બંધુની આજ્ઞા લઇ રથમાં બેઠો. તેણે ચોરોને થોડી વારમાં પકડી પાડયા ને તેમને હરાવી ગાયોને છોડાવી.

આવી રીતે ગાયોને છોડાવી એકદમ તે યુધિષ્ઠિર પાસે ગયો ને પોતે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો માટે નિયમ પ્રમાણે બાર વરસ વનમાં જવા રજા માગી, પણ યુધિષ્ઠિરે કહ્યું ભાઇ તેં ધર્મના કામને માટે એમ કર્યું છે માટે નિયમનો ભંગ કર્યો ન કહેવાય, પણ અર્જુન તો એકનો બે નજ થયો ને નિયમ પ્રમાણે વનવાસ જવા તૈયાર થયો ને બોલ્યો "મોટાભાઇ! આપણી પ્રતિજ્ઞા નિષ્ફળ જવી નજ જોઇએ આપણે સત્ય કદી છોડવું નહિ, માટે મને જલદી આજ્ઞા આપો." આથી યુધિષ્ઠિરે તેને આજ્ઞા આપી અને તે વનમાં ગયો.

શિક્ષાઃ—અર્જુને બાર વરસનો વનવાસ સુખેથી વ્હોરી લીધો પણ ગાયોનું રક્ષણ કર્યું. તેમ આપણે પણ દુઃખથી ન ડરતાં પોતાની ફરજ બજાવવામાં પાછી પાની ન કરવી. શરણે આવેલાનું ગમે તેમ કરીને રક્ષણ કરવું.

ધર્મ કરવામાં દંભ ન રાખવો, પણ દૃઢતાથી પોતાનું કર્તવ્ય પાળવું.

પોતે માથે સંકટ વહોરી લઇને પણ જો કોઇનું ભલું થતું હોય તો તે પહેલું કરવું

બોલ્યું વચન પાળવું.

પ્રાણ આપવા વડે, વ્હાલી વસ્તુનો ત્યાગ કરવો પડે, પણ પ્રજાનું મન સંપાદન કરવું—એ રાજાનો-ક્ષત્રિયનો ધર્મ છે.

શિક્ષકે-"રામવનવાસ" ની વાર્તાઓ કહેવી.



# પાઠ ૧૫ મો.

## નમ્યો તે પ્રભુને ગમ્યો.





જ્યારે પાંડવોને દુર્યોધને રાજ્યમાંથી ભાગ આપવા ના પાડી ત્યારે શ્રીકૃષ્ણે દુર્યોધનને બહુ સમજાવ્યો ને યુદ્ધ ન થતાં સુલેહ રહે તે માટે ઘણો પ્રયત્ન કર્યો. પણ દુષ્ટ દુર્યોધને કોઇનું કહેવું માન્યું નહિ કારણકે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" એ વચન અનુસાર તેને અવળી બુદ્ધિ સુઝી હતી.

જ્યારે સુલેહની આશા કોઇપણ રીતે ન જણાઇ ત્યારે બંને પક્ષો લડવા માટે તૈયારી કરવા લાગ્યા.

યુદ્ધમાં શ્રીકૃષ્ણની મદદ માગવા માટે અર્જુન દ્વારકાં જવા નીકળ્યો. આ સાંભળી દુર્યોધન પણ તેની પાછળ દ્વારકાં ગયો. બંને દ્વારકાં સાથે પહોંચ્યા ને શ્રીકૃષ્ણના મહેલમાં દાખલ થયા પણ આ વખતે શ્રીકૃષ્ણ પોઢયા હતા. આથી મદાંધ દુર્યોધન તો તેમના માથા પાસ એક ઉંચા આસનપર બેઠો. પણ અર્જુન તો તેમના પગની પાસે નમ્રતાથી ભોંયપર બેઠો. થોડીવારે શ્રીકૃષ્ણ જાગ્યા, ને ઉઠતાંને વારજ તેમની દષ્ટિ સામે બેઠેલા અર્જુનપર પડી. આથી દુર્યોધનને લાગ્યું કે અહો ! મને તો એમણે દેખ્યો નહીજ. આથી તેણે મૂછ પર હાથ ફેરવી એક ખોંખારો કર્યો. આ સાંભળી શ્રીકૃષ્ણે બાજુમાં જોયું તો તેને દેખ્યો. તેમણે બંને જણને યોગ્ય આવકાર આપી તેમના આગમનનું કારણ પૂછ્યું. તરતજ દુર્યોધન બોલી ઉઠયો કે—અમારી ને પાંડવોની વચ્ચે યુદ્ધ થનાર છે. માટે તેમાં હું તમારી મદદ

માગવા આવ્યો છું, અર્જુન પણ તેથીજ આવેલો છે. પણ પ્રથમ હું આવેલો હોવાથી પહેલાં માગણી કરવાનો હક્ક મારો છે.

શ્રી કૃષ્ણ બોલ્યા તમે કદાચ પ્રથમ આવ્યા હશો, પણ મેં અર્જુનને પ્રથમ જોયો છે તેમાં વળી તે નાનો છે માટે પ્રથમ માગણી કરવાનો હક્ક તેનો છે. પણ મારી શરત એ છે કે, એક બાજુ હું અકલો રહીશ ને બીજી બાજુ પર મારૂં આખું લશ્કર રહેશે. વળી હું તો યુદ્ધમાં હથિયાર પણ હાથમાં નહીં પકડું. આ શરતે હવે તમે માગણી કરો. એટલે પહેલી માગણી અર્જુને કરી ને તેમાં તેણે શ્રીકૃષ્ણને માગી લીધા, આથી દુર્યોધન તો ફુલાઇ ગયો કે અર્જુન માગતાં ભૂલ્યો શ્રીકૃષ્ણ એકલા ને તેમાં વળી લડવાના તો નહી જ. ત્યારે પછી તેમને લઇને તે શું કરવાનો હતો એમ વિચારવા લાગ્યો, પણ તે મદાંધને ખબર ન હતી કે તે તો સાક્ષાત્ પ્રભુ છે ને જ્યાં પ્રભુ હોય ત્યાંજ ધર્મ હોય છે, ને ધર્મ હોય ત્યાં જય હોય છે. તેણે શ્રીકૃષ્ણનું આખુ સૈન્ય માગી લીધું અને " હું જીત્યો છું " એમજ મગરૂરી કરતો પોતાને ઘેર ગયો. પણ મહાભારતના યુદ્ધમાં તો પાંડવોનોજ જય છે કારણકે જેની બાજુ સાક્ષાત્ શ્રીકૃષ્ણ હોય તેનો ત્રણલોકમાં પણ પરાજય કોણ કરી શકે ! અભિમાની દુર્યોધનનું સૈન્ય ઘણું હતું છતાં તે હાર્યો.

શિક્ષાઃ—નમ્રતા પ્રભુને ગમે છે.

અભિમાની માણસનો અંતે વિનાશ થાય છે.

આખી દુનિયાના બળ કરતાં પ્રભુ એકલામાં વધારે બળ છે.

ધર્મેજ જય છે ને અધર્મથી નાશ થાય છે.

દીનતા પ્રભુને વધુ ગમે છે—**દીનતા એ ઉત્તમ સાધન છે.**



# પાઠ ૧૬ મો.

## પ્રભુ સઘળે છે.



પુર્વે હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ નામે બે દૈત્ય ભાઇઓ હતા. તેઓ ઘણાજ બળવાન હોવાથી પૃથ્વીને તેમજ દેવોને પણ ઘણુંજ હેરાન કરતા. ભગવાને હિરણ્યાક્ષને વારાહરૂપ ધરીને માર્યો હતો તેથી તેના ભાઇ હિરણ્યકશિપુએ ઘણાં વર્ષ તપ કરી બ્રહ્માને પ્રસન્ન કર્યા તે પોતે કોઇનાથી કોઇરીતે મરી શકે નહિ એવાં આઠ વરદાન માગી લીધાં.

આવી રીતે મરણથી નિર્ભય થઇ તે સ્વચ્છંદપણે ફરવા લાગ્યો ને દેવોને દુઃખ આપવા લાગ્યો. તેને પ્રલ્હાદ નામે એક પુત્ર હતો, તે પ્રભુનો ખરો ભક્ત હતો. પ્રલ્હાદ પાંચ વર્ષનો થયો એટલે તેને તેના બાપે નિશાળે મૂકયો. દૈત્ય તો પ્રભુને માનેજ નહિ, એટલે તેમની નિશાળમાં પણ કેળવણી ઉલટીજ અપાતી, ને રાજા હિરણ્યકશિપુજ પ્રભુ છે એમ બાળકોને શિખવવામાં આવતું. હરિના ભક્ત બાળક પ્રલ્હાદને આ વાત ન રૂચી. તેણે તેની સાથેના વિદ્યાર્થીઓને કહ્યું ભાઇઓ ! શ્રીહરિ એજ સત્ય છે. આ બધું નાશવંત છે, માટે આપણે પ્રભુનીજ ભક્તિ કરવી જોઇએ. એક દિવસ પ્રલ્હાદને વર્ગની દેખરેખ રાખવાનું કહી ( મૉનીટર તરીકે નીમી ) ગુરૂજી બહાર ગયા, એટલે પ્રલ્હાદે છોકરાને એક નવો આંક શિખવ્યો કે જેની અંદર **રામ નામ આવે. " ૨૧ ૨૧ રામ ૪૪૧ " ૨૨ ૨૨ રામ ૪૮૪ "** વગેરે (આ આંક નિશાળોમાં તે દીવસથી ચાલુ થયા. અત્યારે તો તે આંક શીખવવામાં આવતાજ નથી. હાલની કેળવણીમાંથી ધર્મનું

તો નામજ કાઢી નાખવામાં આવ્યું છે ધર્મ વિનાની કેળવણી પ્રાણ-વગરના શરીર જેવી છે.

એક દિવસ પ્રલ્હાદને ખોળામાં બેસાડી તેના બાપે પુછ્યું. "બેટા તું નિશાળમાં શું શીખ્યો ?" ત્યારે પ્રલ્હાદે જવાબ આપ્યો, **પ્રભુ સઘળે છે.** ને તેના વિના બધું જૂઠું છે, તેજ સર્વનો રક્ષણ કરનાર છે, આથી ક્રોધે ભરાઇ દૈત્યરાજે તેના ગુરૂ શંડામર્કને કહ્યું આને મારીને પણ આ ટેવ ભૂલાવો શંડામર્કે તે દિવસથી તેના પર સખતાઇ વાપરવા માંડી, પણ પ્રભુનો સાચો ભક્ત કશાથી ડગ્યો નહિ. છેવટે કંટાળી શંડામર્કે આ વાત હિરણ્યકશિપુને કહી. આથી તેણે ક્રોધે ભરાઇ પ્રલ્હાદને મારી નાખવાનો હુકમ કર્યો તેને મારવા ઘણા ઉપાયો લેવામાં આવ્યા પણ પ્રભુ ભક્તને કશાથી આંચ નજ આવી તેને હાથીના પગે બાંધ્યો, પર્વતપરથી ફેંકી દીધો, જળમાં નાંખી દીધો, વગેરે અનેક દુઃખો આપ્યાં પણ તે બધામાંથી તેને પ્રભુએ ઉગાર્યો. છેવટે હિરણ્યકશિપુની બેન હોળીકા કરીને હતી. તેણે પ્રલ્હાદને પોતાના ખોળામાં બેસાડી પોતાની આસપાસ અગ્નિ સળ-ગાવવા કહ્યું, કારણ કે પોતે અગ્નિમાં બળે નહિ તેવું વરદાન હતું પણ '**રામ રાખે તેને કોણ ચાખે**" એ કહેવત મુજબ પોતાની ફોઇ બળી ગઈ ને ભક્ત પ્રલ્હાદ અગ્નિમાંથી વિના અડચણે બહાર આવ્યા આ દિવસથી હોળી કરવાનો રિવાજ ચાલુ થયો.

જ્યારે પ્રલ્હાદને મારવાની સર્વ યુક્તિઓ નિષ્ફળ નીવડી ત્યારે તેનો બાપ ક્રોધે ભરાયો ને હાથમાં તલવાર લઇ જાતે પુત્રનો વધ કરવાને તૈયાર થયો, અને બોલ્યો " અરે દુષ્ટ છોકરા ! બોલ તારો પ્રભુ ક્યાં છે !" પ્રલ્હાદ બોલ્યો તે તો સર્વત્ર છે. તમારામાં,

મારામાં અને સર્વ ઠેકાણે તે વ્યાપી રહેલો છે. આ સાંભળી હિરણ્યકશિપુએ એક લોઢાના થાભલાને લાલચોળ તપાવી કહ્યુ, તારો પ્રભુ આમાં છે કે? પ્રહ્લાદે કહ્યું હા ત્યારે ને બોલ્યો જો તેમાં તે હોય તો તું તેને બાથ ભીડ. તરતજ સ્થંભ ફાટયો ને અંદરથી પ્રભુ નૃસિંહરૂપ સ્વરૂપે પ્રગટ થયા આવી રીતે પ્રભુએ ભક્તને માટે ધગધગતા થાંભલામાં વાસપુરીને ભક્તનું રક્ષણ કર્યું પછી તેને મળેલ આઠ વરદાનનો બાધ ન આવે તેમ તે દૈત્યરાજને ચીરી નાખ્યો ને ભક્તને ઉગાર્યો.

**શિક્ષા—એક ટેકથી ભક્તિ કરાય તો પ્રભુ ભક્તને અવશ્ય સ્હાય કરે છે.**

ગમે તેવા સંકટમાં પણ સત્ય ન છોડવું ને સત્ય બોલવાની હિંમત રાખવી.

દુષ્ટનો નાશ પ્રભુ પોતે જ કરે છે.

પ્રભુભક્તનું અનિષ્ટ ઈચ્છતાં પોતાનુંજ અનિષ્ટ થાય છે.

પ્રભુ સર્વત્ર છે માટે આપણે એક ટેકથી ને એક નિષ્ટાથી તેની ભક્તિ કરવી.

શિક્ષકે:—ધર્મ માટે આવાં અનેક પ્રકારનાં દુઃખ મીરાંબાઇ. નરસિંહ મહેતા, હરિશ્ચન્દ્ર, વગેરેએ સહન કર્યાં છે તે સમજાવવું.

વિદ્યા—કેળવણી કેવળ પૈસા કમાવા માટે કે સાંસારિક સુખો ભોગવવા માટે નથી. પરંતુ પ્રભુભક્તિ અને સદાચાર વિનાની કેળવણી વ્યર્થ છે એ સારી પેઠે સમજાવવું.



# પાઠ ૧૭ મો.

## પ્રભુભક્તિ ગમે તે અવસ્થામાં થઇ શકે છે.



પૂર્વે ઉત્તાનપાદ નામે એક રાજા હતા. તેમને બે રાણીઓ હતી. એકનું નામ **સુરૂચી** અને બીજીનું નામ **સુનીતિ**. **સુરૂચી** ઉપર રાજા ઘણો પ્રેમ રાખતા પણ સુનીતિને તે બિલકુલ ચાહતા નહિ. એક સમયે સુરૂચિનો પુત્ર **ઉત્તમ** રમતો રમતો રાજસભામાં ગયો તેને રાજાએ ખોળામાં બેસાડી રમાડવા માંડયો આ વખતે સુનીતિનો પુત્ર **ધ્રુવ** પણ ત્યાં આવી પહોંચ્યો. ને પોતાના પિતાના ખોળામાં બેસવાની ઇચ્છાથી તે તરફ ગયો. સામે ઝરૂખામાં સુરૂચી બેઠી હતી, તે બોલી કે હે ભાઇ ! તારે રાજગાદી પર બેસવું હતું તો મારે પેટે જન્મ લેવા જોઇતો હતો. અત્યારે તો તું અળખામણી રાણીનો પુત્ર છે તેથી રાજ્યગાદી તારા નસીબમાં લખાયલી નથી.

બાળક ધ્રુવને ઓરમાન માતાનાં આવાં કડવાં વચન સાંભળી માઠું લાગ્યું તેથી રડતા રડતા પોતાની માતાની પાસે ગયા ને સર્વે વાત માતાને કહી.

ધ્રુવની માતા ભક્તિમાન્ હતી તેથી તેણે કહ્યું બેટા ! આ જગતમાં ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે. આપણે પૂર્વ જન્મ પુન્ય નહિ કર્યાં હોય કે જેથી આપણને આ જન્મમાં સુખ નથી. માટે પ્રભુભક્તિ એજ ઉત્તમ છે. આવી રીતે બોધ આપી બાળકને ધીરજ આપી. પણ બાળક ધ્રુવજી તો આવાત સાંભળતાં પ્રભુભક્તિ કરવા વનમાં જવા તૈયાર થયો. માતાએ તેને ઘણો વાર્યો ને વનમાં

ઘણાં દુ:ખો સહન કરવાં પડશે એ સમજાવ્યું, પણ એક ટેકી ધ્રુવ કશાથી નજ ડગ્યો કારણકે તેનું મન પ્રભુભક્તિ માટે તલપી રહ્યું હતું. જ્યારે માતાએ જાણ્યું કે પુત્ર ગયા વગર રહેનાર નથી, ત્યારે તેણે પુત્રને આશિષ દીધી ને વનમાં જવાની રજા આપી. વનમાં જતાં રસ્તામાં **નારદ ઋષિ** મળ્યા ને તેમણે પણ ધ્રુવને પાછા વળવા બોધ આપ્યો. પણ જ્યારે તેનું મન સ્થિર જોયું ત્યારે તેમણે **વ્રજમાં —મધુવનમાં** ( મથુરાની પાસે ) જઇ તપ કરવા ઉપદેશ આપ્યો.

વનમાં જઇ પવિત્ર, પતિતપાવની શ્રી યમુનાજીમાં સ્નાન કરી ધ્રુવે એક ચિત્ત શ્રીહરિનું આરાધન શરૂ કર્યું. તેના એવા તપથી ઇંદ્ર ગભરાયો ને ધ્રુવના તપમાં ભંગાણ પાડવા બહુ જાતનાં વિઘ્નો નાખ્યાં પણ ધ્રુવજી કશાથી ડગ્યા નહિ. તેના આવા કઠણ અને ઉગ્ર તપથી ફક્ત છ મહીનામાંજ ભક્તની ભીડને ભાંગનાર પ્રભુ તેના પર પ્રસન્ન થયા ને દર્શન આપ્યાં, ને તેને અચલ પદવી આપી.

ધ્રુવજી આવી રીતે પ્રભુનાં દર્શન કરી પાછા ઘેર આવ્યા, તેમના પિતા તેમને મોટી ધામધુમથી નગરમાં તેડી લાવ્યા. ધ્રુવજીએ સૌથી પહેલાં પોતાની ઓરમાન માતાને વંદન કર્યું કે જેના કઠણ વચનથી તેમને પ્રભુપ્રાપ્તિ થઇ હતી. છેવટે પોતાના પિતા પછી તે રાજ્યગાદીએ આવ્યા ને ખાધું પીધું ને છત્રીસહજાર વર્ષ રાજ્ય કર્યું. પછી સ્વર્ગમાં ગયા જ્યાં અત્યારે પણ તે **ધ્રુવનો તારો** એ નામથી પ્રકાશે છે.

**શિક્ષા**—ઘડપણમાંજ ભક્તિ થાય એમ છે જ નહિ. પ્રભુ વય જોતા નથી પણ ભાવ જુએ છે.

બાળક છતાં ધ્રુવનો ટેક કેવો હતો ?

ધ્રુવની માતા સુનીતિ પોતાની શોક્યની જરા પણ ઈર્ષ્યા ન કરતી પણ ઉલટું પ્રભુ ઇચ્છા માની દરેક વાતમાં સુખ માનતી.

પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે એમ માનવું.

ધ્રુવે જેમ પોતાની અપર માતાનાં કડવાં વચનોનો સવળો અર્થ કર્યો તેમ આપણે પણ દોષદૃષ્ટિ ન રાખતાં દરેકમાંથી ગુણ ગ્રહણ કરવા પ્રયત્ન કરવો.

મનના વિચારો હમેશાં સારા ને ઉંચા પ્રકારના રાખવા.

## પાઠ ૧૮ મો.

## સમભાવ યાને સૌનાપર પ્રેમ.

મહાભારતના ભિષણ યુદ્ધ પછી પાંડવોએ કેટલાંક વર્ષ સુધી સુખે રાજ્ય કર્યું. પછી યાદવોનો અંદર અંદર કપાઇ મુઆથી નાશ થયેલો સાંભળી મહારાજા યુધિષ્ઠિરે રાજ્યગાદી છોડી હિમાલય તરફ જવાનો વિચાર કર્યો. આથી અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર પરીક્ષિતને રાજ્ય સોંપી પાંચે પાંડવો અને છઠ્ઠાં દ્રૌપદી એમ છ જણાંએ વલ્કલ–ઝાડની છાલનાં કપડાં ધારણ કરી ચાલવા માંડયું. તેઓ નગર બહાર નીકળ્યાં ત્યાંથી એક કુતરાએ પણ તેમની પાછળ ચાલવા માંડયું.

રસ્તે ચાલતાં ચાલતાં એકદમ દ્રૌપદી રસ્તામાં પડયાં, તે જોઇ ભિમે યુધિષ્ઠિરને પૂછ્યું કે ‘ હે મોટાભાઇ! દ્રૌપદી આમ અચાનક પડયાં તેનું શું કારણ ? ધર્મરાજાએ જવાબ આપ્યો કે એ આપણા બધા કરતાં અર્જુનપર વધારે પ્રેમ રાખતાં તેથી તેનું ફળ આજે તેમને ચાખવું પડયું છે. આગળ ચાલતાં અનુક્રમે સહદેવ, નકુલ, અર્જુન અને છેવટે ભિમ એમ બધા એક પછી એક પડવા લાગ્યા અને

તે દરેકનું કારણ ભિમે પૂછતાં યુધિષ્ઠિરે એમ જણાવ્યું કે, સહદેવ પોતાને ઉત્તમ જ્ઞાની માનતો, નકુલ પોતાને ઉત્તમ સ્વરૂપવાન માનતો ને અર્જુનને એવો ગર્વ હતો કે મારા જેવો કોઇ બાણાવળી નથી. ભિમને પણ પડતાં પડતાં યુધિષ્ઠિરે કહ્યું કે તું જેટલું હોય તેટલું ખાઇજતો ને તારા બાહુનું-હાથનું તને અત્યંત અભિમાન હતું.

આ પછી ધર્મરાજા એકલા આગળ ચાલ્યા. ફકત પેલો નિમકહલાલ કુતરો તેમની સાથે હતો. એટલે દેવરાજ ઇંદ્ર પોતાના રથમાં બેસી તેમને લેવા આવ્યો. પણ ધર્મરાજાએ પોતાના પ્રિય નાનાભાઇઓને તથા પ્રાણપ્રીયા દ્રૌપદીને મૂકી સ્વર્ગનું સુખ ભોગવવાની નામરજી બતાવી. ઇંદ્ર બોલ્યો તેઓ તો ક્યારનાંએ પોતાના આ નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગમાં આવી ગયાં છે, માટે તમે આ રથમાં બેસી ચાલો પેલો કુતરો હજી તેમની સાથે જ હતો.

આ વચન સાંભળી યુધિષ્ઠિર બોલ્યા હે મહારાજ ! આ કુતરો મ્હારો ખરો ભકત છે ને તે આશાએ આશાએ મારી સાથે અહીં સુધી આવેલો છે. મને દરેકના પર સરખો પ્રેમ છે માટે મારી સાથે તેને સ્વર્ગમાં આવવાની રજા આપો. દેવરાજ બોલ્યો, હે મહારાજ! પશુઓ કદાપી સ્વર્ગમાં આવી શકતાં નથી, માટે તમે કુતરાનો અહીં ત્યાગ કરી સ્વર્ગમાં પધારો. યુધિષ્ઠિર નિરાશ થઇ બોલ્યા' હે દેવપતિ ! મારી સાથે આવેલ ને મારા પરમભક્ત આ કુતરાને અધવચ્ચ છોડી હું સ્વર્ગમાં આવવા ઇચ્છતો નથી. ત્યારે ઈંદ્રે તેમને બહુ બહુ સમજાવ્યા ને કહ્યું તમારા ભાઇઓનો તથા પત્નીનો જ્યારે તમે ત્યાગ કર્યો ત્યારે પછી આમાં શું ? યુધિષ્ઠરે કહ્યું તે બધાં મરણ પામ્યાં ને મરેલાંને જીવતાં કરવાં એ મારી શક્તિની બહાર હોવાથી મેં

તેમનો ત્યાગ કર્યો છે. પણ શરણે આવેલાનો ત્યાગ કરવો એ તો મહાન્ પાપ છે. મને દરેક પર સરખો પ્રેમ છે. ભલે શત્રુ હો કે મિત્ર હો. મનુષ્ય હો કે પશુ હો.

યુધિષ્ઠરનો આવો સમભાવ તથા પ્રેમ જોઇ તે કુતરો કે જે ધર્મરાજા સાક્ષાત્ હતા તેણે ધર્મનું રૂપ ધારણ કર્યું ને બોલ્યો. હે તાત! મેં તમારી પરીક્ષા લેવા આ શ્વાનનું રૂપ ધારણ કર્યું હતું. હું આજે તમારો આવો દરેક પ્રાણી માત્ર તરફ સમભાવ—સરખો પ્રેમ જોઇ તમારા પર પ્રસન્ન થયો છું. આ પછી બધા દેવો યુધિષ્ઠિરને આદરથી--માનથી રથમાં બેસાડી સ્વર્ગમાં લઇ ગયા.

**શિક્ષા:**—માણસે પોતાના ગુણનો, શકિતનો. ધનનો તથા બળનો કદી પણ ગર્વ ન કરવો.

દુ:ખમાં પણ ધીરજ રાખવી.

દરેક પર પ્રેમ રાખવો ને શરણે આવેલાને કદી તરછોડવો નહિ.

પ્રેમથી જ પ્રભુ પ્રસન્ન થાય છે.



## પાઠ ૧૯ મો.

### પરોપકાર.



પૂર્વે દેવ અને દાનવોની લડાઇમાં દાનવો દેવોને બહુ પજવવા લાગ્યા. દાનવોનો રાજા વૃત્રાસુર નામે હતો. તે દેખાવમાં ઘણો ભયંકર હતો, અને તેનામાં અતુલ–ઘણું જ બળ હતું. તે દેવોને ઘણું પજવતો ને ત્રાહે ત્રાહે પોકરાવતો. દેવોના રાજા ઇંદ્રે તેની સાથે યુદ્ધ કર્યું, પણ જ્યારે તેનો પરાજય

કરી શકયા નહિ, ત્યારે તેમણે શ્રી ભગવાન્ પાસે દેવોનુ દુઃખ નિવારણ કરવા પ્રાર્થના કરી. શ્રી પ્રભુ બોલ્યા ' હે દેવરાજ ! દધિચિ નામે એક ઋષિ છે જે હાલ તપ કરે છે, તેમના શરીરનું હાડકુ જો તમને મળી શકે તો તેનું બાણુ બનાવી તેના વડે વૃત્રાસુરનો નાશ કરી શકાય. ઇંન્દ્ર બોલ્યો ' હે મહારાજ એ કેમ બને વારૂ ? દધિધિ ઋષિ પોતાના શરીરનું હાડકું કેમ આપે ? કારણુ કે તેથી તો તેમનું મરણુ નીપજે. આ સાંભળી શ્રી ભગવાન્ બોલ્યા, હે દેવરાજ ઇંદ્ર ! તું ફિકર મા કર. કારણુ કે **મહાપુરૂષો પરોપકારને ખાતર પોતાના પ્રાણુ અર્પવામાં પણુ પાછી પાની કરતા નથી.**

શ્રી ભગવાનનાં આવાં વચન સાંભળી ઇંદ્ર દધિચિ ઋષિ પાસે આવ્યો, (હાલ અમદાવાદમાં સાબરમતિને કિનારે દુધેશ્વર ઘાટ છે ત્યાં તેમનો આશ્રમ હતો એમ કહેવાય છે.) ને ઋષિને પોતાના આગ મનની સઘળી વાત નિવેદન કરી, ઋષિ બોલ્યા હે ઇંદ્ર ! જો મારા આ નશ્વર–નાશવંત દેહથી દેવોનું કલ્યાણુ થતું હોય તો મારા પ્રાણુની મને જરા પણુ દરકાર નથી પણુ ઉલટો તેથી મને આનંદ થાય છે. ભલે તમે ખુશીથી મારૂં હાડકું લઈ જઇ તમારૂં શ્રેયઃ કરો. એમ કહી ઋષિએ સમાધિ ચઢાવી દીધીને પોતાના પ્રાણુને ખેંચી લીધા. આ પછી થોડી વારે દેવોએ તેમની પીઠનું હાડકું લઇ લીધું, ને તેનું બાણુ બનાવી તેના વડે પોતાના શત્રુ વત્રાસુરનો વધ કર્યો, આવી રીતે તે અસુરના દુઃખથી દેવો મુકત થયા

**શિક્ષાઃ**—સજ્જન પુરૂષો બીજાના સુખની ખાતર પોતાના પ્રાણુ આપવા અચકાતા નથી.

સર્વનું દુઃખ પ્રભુ પોતે જ દૂર કરવા સમર્થ છે.

**सत्यमेवजयते** એ સુત્ર અનુસાર છેવટે સત્યનો જ જય થાય છે. કદાચ થોડા વખત માટે અસત્યનો જય થતો હોય એમ જણાય છે પણ છેવટે તો તેનો નાશ જ થાય છે.

જેમ સૂર્ય થોડો વખત વાદળથી ઢંકાય પણ પાછો પ્રકાશ આપે છે તેમ આપણે માથે દુ:ખ આવી પડતાં આપણા વડીલોની સલાહ માગી તે કહે તે પ્રમાણે કરવું.

દેવ અને દૈત્યોની માફક આપણા શરિરમાં સારી અને નરસી વાસનાઓ વચ્ચે યુધ્ધ ચાલે છે. કદાચ નરસી વાસનાઓ થોડો વખત આપણને અવળે માર્ગે દોરવે પણ અંતે તો શુભ વાસનાઓ જ વિજયી નિવડે છે.

---

## પાઠ ૨૦ મો.

### ભક્તવશ ભગવાન.



અંબરિષ નામે એક મહાન્ ધર્મિષ્ટ રાજા થઇ ગયા. તે પોતાનો ઘણો વખત પ્રભુ ભકિત અને પ્રભુ સેવામાં જ ગાળતા. રાજ્યના ઘણા વૈભવો હતા તે ન ભોગવતાં પોતે જાતે પ્રભુ સેવા કરતા ને બીજા કોઇને તે કરવા દેતા નહિ. તેમની રાણીઓ પણ એટલીજ ભકિતમાન હતી.

એક વખત રાજાને એકાદશીનું વ્રત હતું ને દ્વાદશીના પારણાં કરવાનાં હતાં, એટલામાં દુર્વાસા નામે એક ઋષિ પોતાના શિષ્યો સહિત ત્યાં આવી પહોંચ્યા. રાજા એકદમ આસનેથી ઉઠી ઉભા થયા ને તેમનું યોગ્ય સન્માન કરી તેમની પૂજા કરી, ત્યારબાદ તેમણે તે સર્વને ભોજન માટે આગ્રહ કર્યો, ત્યારે દુર્વાસા ઋષિએ કહ્યું ભલે, અમે સ્નાન કરીને હમણાં આવીએ છીએ. એમ કહી તે બધા નદી

પર ગયા. ઋષિને તો ત્યાં ઘણો વખત વીતી ગયો. અહીં આગળ દ્વાદશી વીતી જવાથી રાજાને પારણાંનો વખત જતો રહેતો હતો, તેથી તે મુંઝાયા, છેવટે તેમણે શાસ્ત્રનો નિયમ સાચવવા ફક્ત જળપાન કરી લીધું. એટલામાંજ દુર્વાસા ઋષિ ત્યાં આવી પહોંચ્યા ને રાજાએ પોતાના અતિથિને મુકી આમ પારણાં કરી લીધાં જાણી તેના પર ઘણા ગુસ્સે થયા. ને તરતજ શાપ આપવા તૈયાર થયા. રાજાએ તેમને ઘણા કાલાવાલા કર્યા, ને પોતે શા કારણથી જળપાન કર્યું હતું તે પણ સમજાવ્યું, પણ ક્રોધી દુર્વાસાનો ક્રોધાગ્નિ નજ શમ્યો. તેમણે પોતાની જટામાંથી એક ડાકણ ઉત્પન્ન કરી રાજા પર મોકલી પણ પ્રભુ ભકત અંબરિષને એવી હજાર ડાકણ પણ શું કરી શકે?

રાજાતો જરાપણ ન ડગ્યો. પણ ભકતવત્સલ ભગવાન્ પોતાના ભકતનું અપમાન જરાપણ સહન કરી શકતાજ નથી. પ્રભુએ પોતાનું સુદર્શન ચક્ર મોકલ્યું તેણે આવીને ડાકણનો નાશ કર્યો ને દુર્વાસાની પાછળ પડયું. દુર્વાસા આ ચક્રથી બચવા માટે આમતેમ દોડવા લાગ્યા, પણ તેમનો આ ભિષણ ચક્રથી કોઇ બચાવ કરી શકયું નહિ. એટલે છેવટે તે ભગવાન્ વિષ્ણુ પાસે ગયા ને ચક્રથી રક્ષા કરવા તેમને પ્રાર્થના કરી. શ્રીભગવાન્ બોલ્યા, "હે ઋષિ! તમારૂં રક્ષણ કરવું મારા હાથમાં નથી, હું તો મારા ભકતોને આધીન છું. ભકતો જેવી રીતે અનન્ય ભાવે મને ભજે છે તેવીજ રીતે હું સદા સર્વદા તેમને ભજું છું. મારૂં કરેલું કદાચ મારો ભકત ફેરવી શકે પણ મારા ભકતનું કાર્ય મારાથી ફરી શકે નહિ. માટે હું ઉપાય બતાવું તેમ કરો. અંબરિષ પાસે જાઓ ને તેની માફી માગો તે તમારૂં જરૂર રક્ષણ કરશે. દુર્વાસાએ શ્રીહરિના કહેવા પ્રમાણે રાજા આગળ જઇ કરેલ અપરાધ માટે તેની માફી માગી

પણ પ્રભુ ભકતને ક્રોધ કે ગર્વ કયાંથીજ હોય.! રાજા તો ઉલટા વંદન કરી પૂજન કરવા લાગ્યા ને ચક્રને પાછા જવા વિનતિ કરી. ચક્ર તરતજ પાછું ફર્યું ને આમ દુર્વાસાનું રક્ષણ થયું. રાજાએ તેમને બધાને સારી રીતે ભોજન કરાવ્યું.

શિક્ષા:–પ્રભુ ભક્તાધીન છે.

ભકતનો અપરાધ કરનારને પ્રભુ કદાપિ માફ કરતાજ નથી. ક્રોધ એ હાનિકારક છે તેમાંયે વળી પ્રભુ ભકતોનો ક્રોધ એતો મહાન્ અનર્થનું મૂળછે

ક્રોધી માણસ ક્ષમાવાન્‌ને કઇ કરી શકતો નથી પણ ઉલટો તે છેવટે નમ્ર બની ક્ષમાવાન્‌ના પગમાં આવીને પડે છે.

ગમે તેવા વૈભવો હોય પણ એક પ્રભુભકિત જ સત્ય વસ્તુ છે.

અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થનો પ્રથમ ધર્મ છે.

**પ્રભુ પ્રેમને વશ છે.**

## પાઠ ૨૧ મો.

### શ્રી કૃષ્ણ.



જ્યારે આ પૃથ્વીમાં અધર્મ વધી જાય છે ને ધર્મનો લોપ થાય છે ત્યારે દુષ્ટોનો સંહાર કરી સાધુ પુરૂષોનું રક્ષણ કરવા માટે ભગવાન્ અવતાર લેછે. પ્રભુ જ્યારે અમુકજ કાર્ય કરવા અંશ રૂપે પ્રગટ થાવ તેને અંશાવતાર કહેવાય અને પૂર્ણરૂપે પ્રગટ થાય તેને પૂર્ણાવતાર કહેવાય. યુગ ચાર છે સત્યુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, કલિયુગ. દ્વાપરયુગના અંતમાં જ્યારે મહાપાપી અસુર રાજાઓ પૃથ્વીપર અનેક જાતના અત્યાચારો કરવા લાગ્યા ત્યારે ભકતોનું અને સાધુ પુરૂષોનું રક્ષણ કરવા પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પ્રકટ થયા.

તેમનો જન્મ, મથુરામાં થયો હતો. માતાનું નામ દેવકીજી હતું અને પિતાનું નામ વસુદેવજી હતું. દેવકીજીના લગ્ન વખતે આકાશવાણી થઇ હતી કે 'હે! દેવકીના ભાઇ કંસ! આનો આઠમો ગર્ભ તને મારશે!, આથી ભય પામી કંસરાજાએ નવાં પરણેલ બેન બનેવીને કેદમાં રાખ્યાં હતાં, આથી શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ કારાગૃહમાં થયો હતો. કંસની બીકથી વસુદેવજી તેમને રાતોરાત ગોકુલમાં નંદરાયજી નામે ગોપરાજને ત્યાં મૂકી આવ્યા ને તેમનાં સ્ત્રી યશોદાજીની પાસેથી દિકરીને પોતે લાવ્યા શ્રીકૃષ્ણ પોતાની બાલ્યાવસ્થામાં નંદરાય ને યશોદાજીને ત્યાં ઉછર્યા માટેજ તેમના માતાપિતા નંદયશોદા કહેવાયાં.

બચપણમાંજ તેમણે પોતાનું પ્રભુત્વ બતાવેલું. દુષ્ટ મામા કંસે મોકલેલ અનેક રાક્ષસોનો તેમણે સંહાર કર્યો, ને ૧૧ વરસની વયે કંસને યમનો અતિથિ બનાવ્યો.

નાનપણમાં ગોકુલમાં અનેક જાતની બાળલીલાઓ પોતે કરતા અને ગોપીજનોને આનંદ આપતા. ગોપીજનો તેમના પ્રેમમાં ગાંડાં બની ગયાં હતાં અને આખો દિવસ કૃષ્ણ કૃષ્ણ એજ ધુનમાં રહેતાં. આવી રીતે ૧૧ વરસ ૫૨ દિવસ પૂર્ણપુરૂષોત્તમ રૂપે લીલા કરી પછી મથુરા અને દ્વારકાં પધાર્યા.

પાંડવ કૌરવો વચ્ચે થયેલા યુદ્ધમાં પણ તે અગ્રેસર બન્યા હતા. પાંડવો પોતાના સગા તથા મિત્ર હતા છતાં લડાઇ બંધ રહે તે હેતુથી બંને પક્ષોને સમજાવવા તેમણે બહુ પ્રયત્ન કર્યો હતો પણ જ્યારે દુષ્ટ દુર્યોધને તેમનું કહેવું ન માન્યું ત્યારે ધર્મ પાંડવોની બાજુ હોવાથી તેમનો પક્ષ લઇ અર્જુનના સારથિ થયા. જ્યારે અર્જુને પોતાનાં સગાં સ્નેહીને મારવા ના પાડી ત્યારે રણના મેદા-

નમાં જ તેને ગીતા રૂપી ઉત્તમ ઉપદેશ આપી લડવા માટે તૈયાર કર્યો કે જે ગીતા અત્યારે પણ અમૂલ્ય ભક્તિયોગનો ઉપદેશ કરે છે. આમ પોતે સમાજનીતિ, રાજનીતિ, ને ધર્મનીતિના એક આદર્શ પુરૂષ તરીકે વર્તન પણ કરી બતાવ્યું.

એક ઋષિના શાપદ્વારા પોતાના ૫૬ કરોડ યાદવોનો સંહાર કરાવ્યો ને પોતે ભગવાન્ છતાં શાપને સત્ય કરી બતાવવા એક સામાન્ય મનુષ્યની માફક બાણુથી મૃત્યુવશ થઇ પોતાનું પૃથ્વીનો ભાર ઉતારવાનું કાર્ય સમાપ્ત કરી સ્વધામ પધાર્યા. આવા પ્રભુનું આપણે સદા સર્વદા ભજન કરવું જેથી જન્મમરણનો ફેરો ટળે.

**શિક્ષકે:-यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥**

એ ગીતા શ્લોકોથી ભગવાનનું પ્રાકટ્ય થયું છે તે સમજાવવું

મહાભારત, ગીતા, ભાગવતમાંથી શ્રીકૃષ્ણની ભક્તિ, માહાત્મ્યના પ્રસંગો સમજાવવા.

---

## પાઠ ૨૨ મો.

### શ્રીકૃષ્ણ સ્મરણ

અલ્યા ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે;
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે;
વણ કહે કૃષ્ણ રખે, કાંઇ કરતાં. અલ્યા. ૧
કૃષ્ણ કહી ખાનકર, પાનકર કૃષ્ણ કહી;
કૃષ્ણ ગુણગાન કર, દુખ:સુખમાં.

ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે;
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમાં. અલ્યા. ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે;
સહજ શ્રીકૃષ્ણ કહે, કૃષ્ણ કામે.
સર્વકાલે સદા, સઘળે શ્રીકૃષ્ણ કહે;
સિદ્ધ કારજ સકળ, શ્રીકૃષ્ણ નામે. અલ્યા. ૩
સહજ બની આવે સાધન સકળ શિરમણિ;
ચેત આવ્યો ધસ્યો, કાળ ડસવા.
લટકું અમૂલક ચાલ્યું ચેતો દયા;
નહિ તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા. ૪

## પાઠ ૨૩ મો.

## શ્રીમદ્ વલ્લભાચાર્યજી


શ્રીમદ્ વલ્લભાચાર્યજી એ પુષ્ટિમાર્ગના સ્થાપનાર હતા. આપનાં માતાનું નામ એલંમાગારૂજી ને પિતાનું નામ લક્ષ્મણભટ્ટજી હતું. તેઓ જાતે તૈલંગા બ્રાહ્મણ હતા અને તેમનું કુળ ઘણું પવિત્ર હતું. તેમના પૂર્વજોએ સો સોમયજ્ઞો કર્યા હતા. તેમનું પ્રાકટ્ય ચંપારણ્યમાં થયું હતું. આપ સાક્ષાત્ પ્રભુનો અવતાર હતા એમ મનાય છે.

ભગવાનથી વિખુટા પડેલા જીવોને શરણે લેવા શ્રીહરિ આજ્ઞાથી પોતે સંવત ૧૫૩૫ ના ચૈત્ર વદ ૧૧ ને રોજ પ્રગટયા હતા. બાળપણથી જ તેમને વિદ્યાનો ઘણો શોખ હતા, ને તેથી લોકો તેમને

**બાલસરસ્વતી** કહેતા. સાત વરસની ઉમ્મરે ઉપવિત અપાયા બાદ થોડી જ મુદતમાં વેદ વેદાંત વગેરે શાસ્ત્રોનો અભ્યાસ તેમણે પૂર્ણ કર્યો હતો. પછી પગે ચાલીને આખા હિન્દુસ્તાનની પરિક્રમા કરવા આપ નીકળ્યા હતા. આવી રીતે આપશ્રીએ ત્રણ વખત પરિક્રમા કરી હતી.

પોતે ફરતા ફરતા વિદ્યાનગરમાં ( હાલના વિજયનગરમાં ) આવ્યા તે વખતે ત્યાંના રાજા કૃષ્ણદેવની સભામાં બધા ધર્મોના આચાર્યો વચ્ચે ચર્ચા ચાલતી હતી. આ ચર્ચામાં તેમણે બધા મતના આચાર્યોને હરાવી પોતાના મતનું સ્થાપન કરી દિગ્વિજય કર્યો. આથી મળેલા સઘળા આચાર્યોએ ભેગા થઇ આપશ્રીને " **આચાર્ય** " પદવી આપી. આપે વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીભાગવત પર ટીકા લખી ભક્તિમાર્ગનું ઉત્તમ રહસ્ય સમજાવ્યું છે.

આ શ્રીવલ્લભાચાર્ય જી, શ્રીમહાપ્રભુજી અથવા શ્રીઆચાર્ય જી મહાપ્રભુજી એ નામથી પણ ઓળખાય છે. ઉપર જણાવ્યા મુજબ પરિક્રમા કરતાં રસ્તામાં જે ગામ આવે તેની બહાર પોતે મુકામ રાખતા ને ત્યાં શ્રીમદ્ ભાગવતનું પારાયણ (સપ્તાહ) કરતા. આવી રીતે જ્યાં જ્યાં પોતે સપ્તાહ કરેલી તે જગ્યાઓ હાલ " ચોરાશી બેઠકો "ના નામથી પ્રસિદ્ધ છે. આમ ઠેકાણે ઠેકાણે તેઓશ્રી ઉપદેશ આપતા ને જે જીવો તેમને શરણે આવતા તેમને બ્રહ્મસંબંધ આપતા.

આપનાં પત્નીનું નામ શ્રી અક્કાજી હતું ને તેમનાથી તેમને બે પુત્રો શ્રી ગોપીનાથજી ને શ્રી વિઠ્ઠલનાથજી ( શ્રી ગુસાંઇજી ) પ્રકટયા હતા. સ્થળે સ્થળે દિગવિજય કરી,–માયાવાદીઓને હરાવી, બ્રહ્મવાદ સ્થાપન કરી, ભક્તિમાર્ગનો ફેલાવો કરી, નાનામોટા અનેક ગ્રન્થો લખી, શેષકાર્ય શ્રી ગુસાંઇજીને સોંપી આપશ્રી સંવત ૧૫૮૭ ના આષાઢ સુદ–૨ ને દિવસે પર વર્ષની ઉમ્મરે લીલામાં પધાર્યા હતા.

**શિક્ષકે**:—શ્રીવલ્લભાચાર્યજીના જીવનચરિત્ર ઉપરથી પોતે દૈવીજીવોના ઉદ્ધારાર્થ ભૂતળ ઉપર પ્રકટ થયા, આપશ્રી પ્રભુનો અવતાર મનાય છે, પોતે ત્રણ વખત હિન્દુસ્તાનમાં પરિક્રમણ કરી ભક્તિ માર્ગસ્થાપન કર્યા વગેરે કહેવું.

આપના સિદ્ધાન્તો ષોડશ ગ્રન્થ ઇત્યાદિમાંથી સમજાવવા.

બ્રહ્મસબન્ધના અર્થ માટે શ્રીસિદ્ધાન્ત રહસ્ય તથા શ્રીકૃષ્ણાશ્રય એ એ ગ્રન્થો વાંચી સમજાવવા.

---

## પાઠ ૨૪ મો.

## શ્રી ગુસાંઈજી–શ્રી વિઠ્ઠલનાથજી.



ગુસાંઈજી ઉર્ફે શ્રી વિઠ્ઠલનાથજી શ્રી વલ્લભાચાર્યજીના બીજા પુત્ર હતા તે આગલા પાઠમાં કહેવામાં આવ્યુ છે. આપનો જન્મ સંવત ૧૫૭૨ ના માગશર વદ–૯ ને દિવસે કાશી પાસે આવેલા ચરણાદ્રિમાં ( ચરણાટમાં ) થયો હતો.

શ્રી ગુસાંઈજી એ સાક્ષાત્ પ્રભુનો અવતાર હતા. એમ શ્રીવલ્લભાખ્યાનના પુસ્તકમાં બીજા આખ્યાનમાં જ કહેલું છે.

વિજયનગરથી જ્યારે શ્રીવલ્લભાચાર્યજી પંઢરપુર શ્રીવિઠ્ઠલનાથજીના દર્શને પધાર્યા ત્યારે શ્રીવિઠ્ઠલનાથજીએ તેમને એમ કહ્યું કે મારે તમારે ત્યાં પુત્રરૂપે પ્રગટ થવાની ઇચ્છા છે અને હું વિઠ્ઠલ નામે તમારે ત્યાં જન્મ લઇશ. આ જ કારણથી પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણ, શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઈજી એ બધાની એકતા સ્વીકારેલી છે.

શ્રીવલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગનું સ્થાપન કર્યું પણ તેનો ખરો ફેલાવો તો શ્રીગુસાંઈજીએ જ કર્યો. કારણ કે શ્રીવલ્લભાચાર્યજીને

માર્ગ સ્થાપન કરવામાં ઘણો કાળ વીતી ગયો. આપશ્રી ઘણા જ વિદ્વાન્ હતા ને ઘણા સંસ્કૃત ગ્રંથો લખી માર્ગને દઢ સ્થાપીત કર્યો. આપ હંમેશાં શ્રીનાથજીની સેવા કરતા ને તેમાંથી પરવાર્યા બાદ ધર્મના સિદ્ધાંતના ગ્રથો રચતા.

આપશ્રી ઘણા જ દયાળુ હતા. કૃષ્ણદાસ નામે અધિકારીએ જ્યારે તેમને ૭ માસ શ્રીનાથજીની સેવાથી દૂર કર્યા ત્યારે પોતાને શ્રીહરિની સેવા ન મલવાથી જે તાપ થયો તે તેમણે કરેલી વિજ્ઞપ્તિ પરથી સ્પષ્ટ સમજાય છે. આ પછી ફરીથી બાદશાહના હુકમથી જ્યારે કૃષ્ણદાસજીને દૂર કરવામાં આવ્યા ત્યારે તેમાંથી તેમને બચાવી છુટા કરનાર શ્રીગુસાંઇજી જ હતા અપકારનો બદલો ઉપકારથી વાળ્યો અને આથી જ વૈષ્ણવો તેમને "શ્રીગુસાંઇજી પરમ દયાળ" એમ કહે છે. આપશ્રી પ્રતાપી પણ તેવા જ હતા. પુષ્ટિમાર્ગનો પ્રચાર કરવા તેમણે ઘણો પરિશ્રમ કર્યો છે અને ઘણી વખતે ગુજરાતમાં પણ પધાર્યા હતા. આપના ઘણા સેવકો હતા તેમાંના ખાસ સેવકો "૨૫૨ વૈષ્ણવ નામે" સુપ્રસિદ્ધ છે જેમની વાતોનું પુસ્તક પણ આવે છે.

તેમને બે પત્ની હતાં. એકનું નામ શ્રી રૂક્ષ્મણીજી ને બીજાનું નામ શ્રી પદ્માવતીજી હતું, તેમને સાત પુત્રો હતા જેમનાં નામ અનુક્રમે ૧ શ્રી ગિરિધરજી ૨ શ્રી ગોવિંદજી ૩ શ્રી બાલકૃષ્ણજી, ૪ શ્રી ગોકુલનાથજી ૫ શ્રી રઘુનાથજી ૬ શ્રી યદુનાથજી અને ૭ શ્રી ઘનશ્યામજી હતાં. વળી ચાર પુત્રીઓ પણ હતી જેમનાં નામ શોભા, યમુના, કમલા અને દેવકા એ પ્રમાણે હતાં. શ્રી ઘનશ્યામજી સિવાય સઘળો પરિવાર શ્રી રૂક્ષ્મણીજીથી થયેલો હતો.

આ શ્રીગુસાંઇજીના નામ પરથી જ હાલમાં બિરાજતા સર્વ

મહારાજો " ગુસાંઇના બાળ " અથવા શ્રી " ગોસ્વામી મહારાજ " તરીકે ઓળખાય છે.

આવી રીતે શ્રીવલ્લભાચાર્યજીએ સ્થાપન કરેલ પુષ્ટિમાર્ગનો પ્રચાર તેના સિદ્ધાંતોના ઘણા ગ્રન્થો લખી તેમણે કર્યો, અને સંવત ૧૬૪૨ ના મહા વદ ૭ ના રોજ આ પૃથ્વી પર ૭૦ વરસ ૨૮ દિવસ બિરાજી લીલામાં પધાર્યા હતા.

## પાઠ ૨૫ મો.

### હું વૈષ્ણવ.

શિક્ષક—ભાઇઓ ! આપણે કયો ધર્મ પાળીએ છે વારૂ ?

યશવંત—વૈષ્ણુવ ધર્મ, ગુરૂજી.

શિ—આપણા ઇષ્ટદેવ કયા તે તમો જાણોછો કે ?

યશવંત—હા ! ગુરૂજી એતો મને ખબર છે. આપણા ઇષ્ટદેવ તે શ્રીપૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન્.

શિ—પણ ભાઇ વૈષ્ણવ તરીકે આપણી શું નીશાની હોવી જોઇએ તે તમે જાણોછો કે ?

યશવંત—નાજી ! તે આપ મને બરાબર સમજાવો.

શિ—જુઓ ભાઇ પ્રથમતો વૈષ્ણુવ તરીકે આપણા ગળામાં તુલસીની માળા હોવી જોઇએ. જેમ બ્રાહ્મણ જનોઇ [ ઉપવીત ] વીના એક પળ પણ ન રહી શકે અને જો તેમ કરે તો તે બ્રાહ્મણ નામને લાયક નથી તેવીજ રીતે વૈષ્ણુવે પણ કંઠી અવશ્ય ધારણ કરવી જોઇએ. વળી આપણે પ્રભુના સેવક છીએ એમ બતાવવા આપણા કપાળમાં કુમકુમનું ઉર્ધ્વપુંડ્ર તિલક [ પ્રભુના ચરણના આકારનું ] કરવું જોઇએ. વૈષ્ણવે વૈષ્ણવી દીક્ષા યાને ગુરૂદેવ પાસેથી બ્રહ્મસંબંધ કરવું જોઇએ ને સેવા વગેરેનો ક્રમ શીખવો જોઇએ.

**યશવંત**—ગુરૂજી એતો હું સમજ્યો કે વૈષ્ણવ તરીકેનાં આટલાં ચિન્હ હોવાં જોઇએ પણ વૈષ્ણવમાં કેવા ગુણ હોવા જોઇએ વારૂ?

**શિ**—પ્રથમ તો વૈષ્ણવને હું અને મારૂં એવું અભિમાન ન હોવું જોઇએ. ને પ્રભુના દાસ બની રહેવું જોઇએ. પ્રભુભક્તોને સર્વદા માન આપી તેમના કહ્યા પ્રમાણે વર્તન રાખવું જોઇએ. કોઇની નીંદાતો આપણાથી નજ થાય, બીજાને દુઃખ થાય એવું એક પણ કાર્ય આપણા હાથે નજ થવું જોઇએ.

**યશવંત**—ગુરૂજી વૈષ્ણવે સવારથી સાંજ સુધી શું કરવું વારૂ?

**શિ**—હા ભાઇ! એ પણ ઠીક પૂછ્યું. પ્રથમતો આપણે સૂર્યોદય પહેલાં ઉઠી ગળામાંની તુલસીની માળાનાં દર્શન કરવાં ને પોતાના ઇષ્ટદેવની છબી હોય તેનાં પણ દર્શન કરવાં. પછી માતા પિતાને વંદન કરી જયશ્રીકૃષ્ણ કહેવા. પછી શૌચ ક્રિયા કરી, શુદ્ધ જળથી સ્નાન કરવું ને તિલક કરવું. પછી આપણને આવડતાં હોય તે સ્તોત્રોનો પાઠ કરવો ને બને તેટલી અષ્ટાક્ષર મંત્રની માળા ફેરવવી. ગામમાં મંદિર હોય તો અવશ્ય દર્શને જવું, પછી ઘેર આવી પોતાનો નિશાળનો અભ્યાસ કરવો. નિશાળમાં પણ અભ્યાસ રૂડી રીતે કરવો ને પોતાના શિક્ષકનો પ્રેમ સંપાદન કરવો. કોઇની જોડે ગાળાગાળી કે મારામારી કરવી નહિ, ને રજા થતાં સીધા ઘેર જવું. પછી રમવા–ફરવા જવું ને પાછા આવી વાળુ કરવું. ત્યારબાદ આપણા ગામમાં કોઇ જગોએ ભગવદ્વાર્તા વંચાતી હોય તો ત્યાં જવું અથવા અવકાશ ન હોયતો પોતાનો અભ્યાસ કરવો. પછી વખત થાય એટલે શુદ્ધમને ચરણામૃત લઇ શ્રીહરિનું ધ્યાન કરતા કરતા સુઇ જવું, જેથી કોઇ જાતનાં દુષ્ટ સ્વપ્ન આવે નહિ. આ પ્રમાણે ટુંકામાં મેં તને સઘળું કહ્યું?

**યશવંત**—ગુરૂજી આજ દરેક બાબત હું બરાબર સમજ્યો. કેટલાક અજ્ઞાન લોકો વૈષ્ણવ શબ્દનો અર્થ એવો કરે છે કે, જેનામાં વીશ+નવ એટલે ૨૯ ગુણ હોય તે વીશનવ ( વૈષ્ણવ ) પણ આજે અને એ ખોટું છે એમ સમજાયું.

**શીક્ષા**—પ્રભુ સઘળું પોતાની ઈચ્છાથી કરે છે.

દુઃખ વખતે પ્રભુનો આશ્રય રાખી તેમનું ભજન કરવું. કામ, ક્રોધ વગેરેનો ત્યાગ કરવો ને શ્રીકૃષ્ણઃ શરણંમમ નો જપ હંમેશાં કરવો.

હમેશાં તિલક કરવું, ગળામાં કંઠી ન હોયતો એક ડગલું પણ ચાલી શકાય નહિ.

---

## પાઠ ૨૬ મો.

### વૈષ્ણવનાં લક્ષણ. ( કવિતા )

તે ભગવદીનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટેરે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટેરે. તે૦ ૧
પ્રેમ ભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહિ કોનીરે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેનીરે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામ સુંદર તેનું, નિશદિન ધ્યાન ન મૂકેરે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકેરે. તે૦ ૩
ક્ષમા દયા સમદષ્ટિ જેમાં સત્ય પ્રથાએ ચાલેરે;
સંતોષી સાત્વિકને વિવેકી, ભજનાનંદમાં મહાલેરે. તે૦ ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહ સાચીરે;
દઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચીરે. તે૦ ૫
અન્ય પ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરૂ વૈષ્ણવ પર હેતરે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેતરે. તે૦ ૬

ઇંદ્રિયજિત અભિમાન રહિત શુચિ, મોહ માયાથી રહે અળગારે;
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યારે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજોરે;
દયો ભણે તેના ચરણની રજ, મારા શિરપર ઠરજોરે. તે૦ ૮

**શિક્ષકે**—ત્રિવિધના તાપ એ બરાબર સમજાવું. ને દરેક લક્ષણો વિદ્યાર્થી પાસે તારવી કઢાવવાં. 'પ્રાણીમાત્ર તણું હિત ઇચ્છે' એ લીટી પર લક્ષ ખેંચી એ વિશ્વવ્યાપી સિદ્ધાંતને સમજાવવો.

## પાઠ ૨૭ મો.

## તિલક શું કામનું ?

**નવનીત**—અરે મુકુંદ ! ચાલ ચાલ ઉતાવળ કર ! આજે તો શનિવાર હોવાથી સાતવાગે નિશાળે જવાનું છે એ વાત હું તદ્દન ભૂલીજ ગયો તેથી હમણાંજ ઉઠ્યો ને તરતજ કપડાં પહેરી ચોપડીઓ લઇ તારી પાસે આવ્યો. ચાલ કેટલી વાર ?

**મુકુંદ**—હું તો તૈયાર છું. આજે તો હું ૭ વાગે ઉઠ્યો હતો. ઉઠીને ખરચુ જઇ આવી દાતણપાણી કર્યું પછી સ્નાન કરી તિલક કર્યું ને ઉતાવળ હોવાથી માત્ર એકજ માળા ફેરવી લીધી, હવે આ દૂધ તૈયાર છે આપણે બંને પીને ચાલીએ.

**નવ**—અત્યારના પહોરમાં ન નહાઇએ તો શું ? એ બધું નિશાળેથી આવીને ધીમે ધીમે થાય.

**મુકુંદ**—નવનીત ! રાતનાં વાસી કપડાં હોય ને પછી ખરચુ જઇને તો બીજે ક્યાંય અડકાયજ કેમ ? માટે નહાવું તો જોઇએજ.

**નવ**—નહાવાનું તો ઠીક પણ આ મોટું ગાજરીયું કપાળમાં ન ખેંચ્યું હોય તો શું ? એનાથી કપાળ બહુ સારૂ દેખાય છે કે ?

મુકુંદ—ભાઈ એમ ન બોલ. તિલક છે તે આપણા ધર્મની ખાસ નીશાની છે અને આપણા ધર્મની નીશાની વગર આપણે કોણ છીએ તેની ઓળખ પણ શી પડે ?

નવ—એમકે ! તિલક એ આપણા ધર્મની નીશાની હશે કે ? તો પ્રિય ભાઇ ? તિલક અમુકજ આકારનું કરવું તેનું શું કારણ હશે વારૂ ?

મુકુંદ—ભાઈ, સાંભળ. આપણે શ્રીહરિના દાસ છીએ, ને તે આપણા સ્વામી છે. આપણા લલાટમાં આપણે જે તિલક કરીએ છીએ તે શ્રીહરિના ચરણના આકારનું છે. તેથી એમ સમજવાનું છે કે અમારા માલીક શ્રીપ્રભુ છે માટે એમના ચરણકમળને અમારા શિરપર ચઢાવીએ છીએ આવા ભાવથી આપણે એવી આકૃતિનું તિલક કરીએ છીએ. કેમ ભાઇ હવે સમજાયુંને ?

નવ—વાહ ! મુકુંદ ! રહસ્યતો બહુ સરસ છે. અત્યાર સુધી મને આવી ખબર નહોતી. ઠીક એતો ખરૂં, પણ તિલક મોટું તાણે ને આચરણ પોતાના ધર્મની વિરૂદ્ધ કરે તો એવા ઢોંગી તિલક કરનારને શું ફાયદો થાય વારૂ ?

મુકુંદ—ભાઇ તારી ભૂલ છે. કોઇ માણસ કદાચ ઢોંગથી તિલક કરે પણ છેવટે તો તેને તેથી લાભજ થવાનો.

નવ—વાહ બહાદુર ! તું તો ગાંડા જેવી વાત કરે છે.

મુકુંદ—ભાઈ ઉતાવળો થા મા. જો કોઇ માણસ તિલક કરે છતાં પોતાના ધર્મ વિરૂદ્ધ આચરણ કરે તો લોકો તેને શું કહેશે ? વાહ ભાઇ ! તિલક તો મોટું કરોછો ને કામ ત્યારે આવાં કરો છો કે ? આ શબ્દો સાંભળતાં પેલો ઢોંગી માણસ શરમાશે ને આમ થતાં ધીમે ધીમે પોતાનું વર્તન સુધારશે.

**નવનીત**—વાહ મુકુંદ ! તેં તો બહુ સરસ ભાવાર્થ સમજાવ્યો. માણસ તિલક કરે તો તેનાં આચરણ પણ સુધરી જાય ?

**મુકુંદ**—હા ભાઇ ! જો સાંભળ ! હું પાઠશાળામાં જાઉં છું ને ત્યાં મારા ગુરૂજીએ આ વિષે મને એક વાત કહી હતી તે તને કહું છું. કોઇ એક ખેલાડી એક રાજા પાસે ખેલ કરવા ગયો. ત્યાં તેણે ઘણી ઘણી જાતના વેશ લીધા ને રમતો કરી, પણ રાજા કશાથી ખૂશ નજ થયો, કારણકે તે પ્રભુનો ખરો ભક્ત હતો તેથી તેને કશામાં આનંદ પડયો નહિં. ખેલાડીને તપાસ કરતાં જણાયું કે જો વૈષ્ણવનો વેશ કાઢવામાં આવે તો રાજા અવશ્ય રીઝે ને ઇનામ આપે. આથી તેણે તે પ્રમાણે વેશ લઇ ખેલ કર્યો. રાજાયે તેથી પ્રસન્ન થઇ તેને શિરપાવ આપ્યો. ત્યાર બાદ તે જ્યારે ઘેર જતો હતો ત્યારે તેણે કાળા રંગની બે ભયંકર આકૃતિઓ પોતાની પાછળ ચાલતી જોઇ, તેથી તેણે તેમને પૂછ્યું " તમો કોણ છો. ? તે આકૃતિઓ બોલી અમે બંને બ્રહ્મહત્યાઓ છીએ અને તને વળગેલ છીએ. અમો અત્યાર સુધી તારા શરીરમાં હતાં પણ તેં પ્રભુના ચરણારવિંદનું તિલક કરી વૈષ્ણવનો વેશ લીધો છે તેથી અમો તારી પાસે આવી શકતાં નથી. આ વેશ પાછો તું કાઢી નાખીશ ત્યારે અમો પાછા તારા શરીરમાં પ્રવેશ કરીશું. ત્યાં સુધી નહિ. તેણે કહ્યું કે જો હું આ વેશ રહેવા દેઉં તો ? તો તો અમારાથી ન અવાય. આથી તેણે વિચાર કર્યો કે બનાવટી વેશ લેવાથી આવાં ભયંકર પાપ દૂર રહે છે તો જો પ્રભુભક્તનો સાચોજ વેશ લેવાય તો શું ન થાય ? તે દિવસથી તે પ્રભુનો સાચો ભક્ત બન્યો ને પરમપદને પહોંચ્યો. આમ તેણે પ્રથમ ખોટો વેશ ધારણ કર્યો હતો પણ છેવટે તેથી તેને લાભજ થયો.

નવ—વાહ મુકુંદ! વાત તો બહુ મજાની છે. તિલકનું કેટલું બધું મહત્વ છે? હું હવે આજથી દરરોજ તિલક કરીશ. પણ શાનાથી કરવું વારૂ?

મુકુંદ—ભાઈ મારે ત્યાં વાળાનું તિલકીયું છે તે હું તને આપીશ, અથવા તો આપણી પુષ્ટિમાર્ગીય પાઠશાળામાંથી શાસ્ત્રીજી પાસેથી લઈ આવવું. ત્યાં પાઠ પણ શીખવવામાં આવે છે. હું તો દરરોજ ત્યાં જાઉં છું. ને બહુ મજા પડે છે. વાળાનું તિલકીયું લાવી બજારમાંથી એક પૈસાનું કંકુ લાવવું! ને તિલક કરવું. વળી જો તું મારી સાથે પાઠશાળામાં આવે તો આવું તો બહુ જાણવાનું મળે. ચાલ હવે નિશાળ આવી. જો ઘંટ પણ વાગ્યો. આપણે બરાબર વખત સર આવી પહોંચ્યા છીએ હાં! (વર્ગમાં જાય છે.)

નવ—તું કાલે પાઠશાળામાં જાય ત્યારે મને પણ બોલાવજે. હું પણ આવીશ. જોજે હોં જરૂર!

શિક્ષાઃ—પ્રભુનો નામનો વેશ પણ સુખાકારી થાય છે તો સાચો શું કરે?

શિક્ષકઃ—દુશ્મન ભાવે ભજતાં પણ શ્રીહરિ કૃપા કરે છે તે વાત પૂતના, કંસ, હિરણ્યકશિપુ વગેરેના દાખલાથી સમજાવવી.

---

## પાઠ ૨૮ મો.

## "જય શ્રીકૃષ્ણ" એટલે શું?

વૈષ્ણવો એક બીજાને સામા મળે છે ત્યારે જયશ્રીકૃષ્ણ કરે છે, અને પત્રમાં પણ જયશ્રીકૃષ્ણ અથવા ભગવદ્ સ્મરણ એમ લખવાનો રિવાજ છે. આવીજ રીતે "જે ગોપાળ" "જય રામજીકી" "નમો નારાયણ," "જય પ્રભુ" વગેરે શબ્દો બોલવાની પણ પ્રથા ઘણામાં હોય છે. પણ તે બધાનો મુદ્દો એકજ છે. એટલા માટે આપણે તેનો અર્થ અવશ્ય સમજવો જોઇએ.

આપણે જયશ્રીકૃષ્ણ કરીએ છીએ તેથી આપણને પ્રભુનું સ્મરણ થાય છે. અને એવા પવિત્ર નામના ઉચ્ચારથી આપણી વાણી પણ પવિત્ર બની આપણાં સર્વ પાપ નાશ પામે છે.

દરેકના હૃદયમાં પ્રભુ બિરાજે છે. પ્રભુ સર્વ પ્રાણી માત્રમાં છે એમ સમજી પ્રભુને ઉદ્દેશીનેજ આપણે જયશ્રીકૃષ્ણ બોલીએ છીએ.

સવારમાં ઉઠીને તથા રાત્રે સુતાં પોતાના માતપિતાને તથા ભાઇ ભાંડુને અવશ્ય જયશ્રીકૃષ્ણ કરવાજ જોઇએ. વળી મંદિરમાં તથા બહાર પણ દરેક વૈષ્ણવને ઉચ્ચ નીચ્ચનો તથા નાના મોટાનો બિલકુલ ભેદ રાખ્યા સિવાય આપણે જય શ્રી કૃષ્ણ કરવા.

આમ જય શ્રી કૃષ્ણ કરવાથી આપણને અભિમાન મટી ધીમે ધીમે દીનતા પ્રાપ્ત થાય છે. અને દરેક તરફ સમાન બુદ્ધિ ઉત્પન્ન થાયછે.

હાલના જમાનામાં કેટલાક ને જયશ્રી કૃષ્ણ કરતાં શરમ લાગે છે. પણ ખરેજ પ્રભુનું નામ લેતાં શરમ હોયજ નહિ.

**શિક્ષા**:—પ્રભુ સર્વ વ્યાપી છે.

દરેકમાં પ્રભુનો વાસ, એમ સમજી તેના તરફ સદવર્તન રાખવું.

મોટાઇ ન રાખવી. પણ દીનતા રાખવી અને ક્ષમાનો ગુણ ધારણ કરવો.

શ્રી હરિ દરેકના કર્તા છે.

## પાઠ ૨૯ મો.

## જીવને શિખામણ.

રાગ—કાફી.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો [1]ભવકૂપમાં પડ્યો.
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચઢ્યો— ટેક.

૧ સંસારરૂપી માયાનો કુવો.

શું થયું જો સંપત્તિ ઘણી મેળવી; શું થયું મોટે ઘરબાર:
[2]નિશ્ચળ થઇ હરિને ના ભજ્યા, ભુંડા ધિક્ક તારો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું રે, દૈવે તને શાને ઘડયો, ફુલ્યો. ૧
ડાહ્યો થઇ દુનિયામાં ફર્યો તું, તેણે શું સર્યું તારૂં કાજ;
તું શે ન જાણે જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડહાપણ તારૂં જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢયો. ફુલ્યો. ૨
વરણાગીમાં [3]વાટજ ઉઠી, જ્યારે નર્કમાં વાસ કર્યો:
મિથ્યા જનની ભારે મારી અલ્યા, જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગીરે, અવસર આવી મળ્યો. ફુલ્યો. ૩
સમજ માન મન મારી શિખામણ, [4]મમતા મૂકી પરી;
સ્મરણ કર પરબ્રહ્મ પુરુષોત્તમ રાધા કૃષ્ણ શ્રી હરિ;
દયા ત્યારે જાણે રે સૌથી તું સરસ [5]નિવડયો. ફુલ્યો. ૪

## પાઠ ૩૦ મો.

### રોજનો રોજ મેળ—ટાઇમ ટેબલ.*

જે દિવસ જાય છે તે ફરી પાછો આવતો નથી એ વાત તો ખરીજ છે. ત્યારે આવો અમૂલ્ય સમય નકામો જાય નહિ તે માટે કંઇ વિચાર કર્યો છે ? જુઓ ! આપણી નિશાળોમાં પણ અમુક વખતે અમુક વિષયો ચલાવવા માટે ટાઇમ ટેબલ બનાવેલું હોય છે તે પ્રમાણે કામ કરવાથી વખત નકામો જતો નથી. ને કામ કરવામાં સુગમતા પડે છે. જેમ વેપારીઓ દરરોજ પોતાનો રોજમેળ લખે છે તેથી

૨ અનન્ય. ૩ બળી. ૪ મારાપણું. ૫ સફળ થયો.

* આ પાઠ નાનામોટા દરેકને માટે છે.

વેપારમાં ભુલ થતી નથી ને એકે એક પાઇનો હિસાબ રહે છે. તેવીજ રીતે આપણે પણ આખા દિવસનો રોજમેળ—ટાઇમ ટેબલ બનાવીએ તો વખતનો દુરૂપયોગ ન થાય, ને આપણું કામ નિયમિત થાય માટે નીચે ટાઇમ ટેબલ ગોઠવવું. દરરોજ સવારમાં ૫ વાગે બિછાનામાંથી ઉઠવું, પથારીમાં બેસી ০ા કે ০ાા કલાક ઇશ્વર સ્મરણ કરવું ( સુરદાસ—દયારામભાઇ, નરસિંહ મહેતા મીરાંબાઈ આદિભકતોનાં પદ ગાવાં. )

પાા થી ૬ાા ખરચુ—ઝાડે ફરવા—દાતણ, સ્નાન કરવું. હંમેશાં તેલ ચોળી નહાય તો શરીર સ્વચ્છ અને નિરોગી થાય છે.

૬ાા થી ૮ બાળકોએ કસરત કરવી, સેવા સ્મરણ કરવું, તિલક કરી, પાઠ—સ્તોત્ર મોઢેથી બોલવા. માળા ફેરવવી. બની શકે તો નાસ્તો દૂધ પીવું. ચાહ નહિ પીવી.

૮ થી ૧૦ બાળકોએ નિશાળનો અભ્યાસ કરવો, મોટાઓએ દેવ-દર્શને જવું, પછી પોતાના ધંધા—દુકાન—કે નોકરી પર જવું, અથવા ઘરમાં જોઇતી ચીજભાવ આણી આપવી તથા બાળકોને સામાજીક-ધાર્મિક કેળવણી આપવી.

૧૦ થી ૧૦ાા ભોજન કરવું—જમવા બેસવું. બને તેમ ઓછું ખાવું. ખુબ દબાઇને—અકળામણ થાય તેવું ખાવું નહિ. મિતાહારી થવું.

૧૦ાા થી ૬ કે ૮ બાળકોએ નિશાળમાં જવું. મોટાઓએ નોકરી—ધંધો—વેપાર જે હોય તે કાર્ય કરવું. બાળકોએ નિશા-ળથી ૫ વાગે આવી થોડું ખાઇ લેવું પછી ખુલ્લી હવામાં ગામ બહાર ફરવા જવું, કસરત કરવી વગેરે.

૭ થી ૮ બ્રાહ્મણે સાયંસંધ્યા, બીજાઓએ ઇશ્વર સ્મરણ સાંજનું ભોજન કરવું.

૮ થી ૧૦ ઘરકામ હોય તો તે, બાળકોને રમાડવાં, શિક્ષણ આપવું, શ્રીમદ્ ભાગવત, રામાયણ, ગીતા, વગેરે ધાર્મિક ગ્રન્થો વાંચવા. વૈષ્ણવે રાતના ભગવદ્ મંડળી થતી હોય તો ત્યાં જવું. ગમે તે પ્રકારે ઇશ્વર સ્મરણ કરવું.

૧૦ થી ૫ પ્રભુનું નામ લેતા સુઈજવું જેથી રાત્રે ખોટાં સ્વપ્ન આવે નહિ.

આ વિશે પાછળ પાઠ ૨૫ માં ટુંકસાર બતાવ્યો છે તે પ્રમાણે કરવું અથવા ધંધાના પ્રમાણમાં, ઘરની સ્થિતિ પ્રમાણમાં યથારૂચિ ફેરફાર કરી લેવો.

આમ કરવાથી વખતનો સદુપયોગ થાય છે. માટે દરેકે અનુકુળતા પ્રમાણે આવું ટાઇમ ટેબલ ગોઠવી રાખવું એ ખાસ જરૂરનું છે.




## શીક્ષકો પ્રત્યે.

આ પુસ્તક શીખવતાં " શિક્ષકે " એ મથાળા નીચે પાઠોમાં જે કહેવામાં આવ્યું છે તે પર ધ્યાન આપી તે બાબતોનું સ્પષ્ટીકરણ બરાબર કરવું, ને બાળકોને સમજાવવું.

અમુક વાતોની અંદર ગર્ભીત જે ભાગ હોય તે શિક્ષકે સ્ફુટ કરવા ને દાખલા દલીલ સાથે સમજાવવું. વળી એક વાત ઉપરથી તેવીજ જાતના બીજા દાખલા ઇતીહાસમાંથી અથવા ઘરગથ્થુ વાતોમાંથી કે જેમાં બાળકને રસ પડે-તેમાંથી લઇ બાળકને કહેવા અને સમજાવવા.

શીખી ગએલ વાતો વિદ્યાર્થીને કેટલી યાદ છે તે તપાસવા શિક્ષકે પ્રશ્નો પુછવા.

આટલું કરતાં બાળકને વાતો લાંબી લાગી કંટાળો ન આવે અને વાતોનો રસ બાળકને અજીર્ણ ન પડે તેની રૂચી પ્રમાણે પીરસવું.

## માબાપો પ્રત્યે.

બાળકની કેળવણી નિશાળમાં જ થાય એમ કોઇની માન્યતા હોય તો તે વ્યાજબી નથી. કારણ કે બાળક નિશાળમાં ફક્ત પાંચ જ કલાક જાય છે જ્યારે બાકીના ૧૯ કલાકમાંનો ઘણો વખત તે પોતાને ઘેર માબાપો સાથે ગાળે છે. આથી બાળકની કેળવણીનો ઘણો આધાર તેના માબાપ અને મુખ્યત્વે તેની મા પર રહેલો છે, નાનપણથી જ બાળકને નીયમીત બનાવવું, સ્વચ્છ રાખવું, સાચું બોલતાં શીખવવું, વગેરે જે ટેવો પાડવી તે માબાપ સહેલાઇથી કરી શકે છે. કેટલાક જીજ્ઞાસુ બાળકો માબાપને જ્યારે પોતાની શંકાઓ પૂછે છે ત્યારે "માથું કાં ફોડાવે છે" એમ કહી તેને ધમકાવે છે ને આમ તેની ઉગતી જીજ્ઞાસાઓ દબાવે છે. પણ બાળકની દરેક શંકાનું બરાબર સમાધાન તેમણે કરવું જ જોઇએ.

તેમને નાની નાની બોધદાયક ને રસીક ચોપડીઓ વંચાવવી અને સમજાવવી જોઇએ. ધાર્મિક કેળવણીતો ઘર સીવાય મળી શકે તેમ છે જ નહી કારણ કે હાલની શાળાઓમાં તો તેનો તદ્દન અભાવજ છે.

આ પુસ્તક માબાપો બાળકને રજાના વખતમાં પણ ઘેર વંચાવી શકે અને તેમાંની બાબત સ્પષ્ટ સમજાવી ઉછરતાં બાળકોને આનંદ પડે તેમ તેમને બોધ આપી શકે.



૩૧ શ્રીઅષ્ટાક્ષર નિરૂપણ—અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાને આધારે ગુજરાતી ભાષાન્તર ૦—૬—૦
૩૨ પંચામૃત ૦—૮—૦
૩૩ રાસપંચાધ્યાયી ( નંદદાસજી કૃત ) ૦—૨—૦
૩૪ દીનતા આશ્રયનાં પદ ૦—૨—૦
૩૫ શ્રીગિરિધરલાલજી મહારાજ કાંકરોલીવાળાનાં ૧૨૦ વચનામૃત ૩—૦—૦
૩૬ બસોબાવન વૈષ્ણવની વાર્તા અનેક ટીપ્પણ, ટીકા સાથે ગુજરાતી ( આવૃત્તિ ૨જી ) ૨—૦—૦
૩૭ વૈષ્ણવોના નિત્ય નિયમના ૩૫ ગ્રન્થો મૂળ શ્લોક મોટા અક્ષરથી ૦—૧૦—૦
૩૮ શ્રીવલ્લભાખ્યાન મુળ પદ ગુજરાતી ૦—૧—૦
૩૯ શ્રીકાકાવલ્લભજી મહારાજનાં ૫૨ વચનામૃત ૦—૮—૦
૪૦ શ્રીદ્વારકાનાથજીના પ્રાગટ્યની વાર્તા ૧— —૦
૪૧ શ્રી સુરદાસજીનું જીવન ચરિત્ર ૧—૦—૦
૪૨ શ્રીગોસ્વામી બાળકોની વંશાવળી જીવરનાહરેકના ૦—૨—૦
૪૩ પુષ્ટિપ્રવેશ ૦—૨—૦
૪૪ કન્યાશિક્ષણ(આવૃત્તિ ૩) ૦—૩—૦
૪૫ અણુભાષ્ય ગુજરાતીટીકા ૩—૮—૦
૪૬ શ્રીકૃષ્ણ ચરિત્ર ૨—૦—૦
૪૭ વસંત કીર્તન ૨—૦—૦
૪૮ શ્રીવલ્લભ ચરિત્ર ૨—૦—૦
૪૯ શ્રીપુરુષોત્તમ સહસ્રનામ સ્તોત્ર ગુજરાતી ટીકા સહીત ૧—૦—૦
૫૦ શરદ પૂનમ ૦—૩—૦
૫૧ શ્રીપદ્મનાભદાસનાં ૪૫ પદ તથા શ્રી ગોકુલનાથજી મહારાજનાં ૨૫ વચનામૃત ૦—૪—૦
૫૨ શ્રીનાથજી, શ્રીયમુનાજી, શ્રીમહાપ્રભુજી વગેરે ઘણી જાતના મોટાં ચીત્રજી ૫, ૭, ૧૦ જુદા જુદા રંગોમાં મોટી સાઇઝ, નાની સાઇઝ તથા નવા વર્ષનાં પોસ્ટકાર્ડ વિ. છપાવ્યું છે
૫૩ કન્યાશિક્ષણ હિન્દીમાં ૦—૪—૦
૫૪ શ્રીવલ્લભચરિત્ર ૧—૦—૦ ઈંગ્રેજીમાં
૫૫ તત્વાર્થ દીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ મુળ, સં. ટીકા ગુજરાતી ટીકા તથા અંગ્રેજી ટીકા સાથે ૦—૮—૦

## બાળકોપયોગી ખાસ ચુંટી કાઢેલાં પુસ્તકો.

**જરૂર આટલું તો વાંચજોજ**—૭ થી ૧૫ વર્ષનાં બાળકો રહેલાઇથી સમજી શકે એવા ૩૧ પાઠો કીમ્મત ફક્ત અઢી આના.

**કન્યા શિક્ષણ**—[ ગુજરાતીમાં આવૃત્તિ ૩ જી ] નાની ઉમ્મરની કેળ કુમારીકા બાળાઓ માટે સાદા ને નાનાં બાળકોનીજ ભાષામાં ગૃહ શિક્ષણ. ધર્મ શિક્ષણ સાથે નીતિના રમુજી ૨૮ પાઠો. પ્રભાતીયાં, હાલરડાં, ગરબા વિગેરે. કીમ્મત માત્ર ત્રણ આના.

**ભકિત પોષણ**—કીમ્મત માત્ર બે આના.

**શરદ્ પૂનમ**—સો ઉપરાંત સુંદર રાગ રાગણીના ગરબાનો અત્યુત્તમ સંગ્રહ કીમ્મત ફક્ત ત્રણ આના.

---

### અમારાં સઘળાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧ લલ્લુભાઇ છગનલાલ દેસાઇ, રીચીરોડ, પતાસાની પોળ પાસે. નં. ૧૧૦, મેડા ઉપર—અમદાવાદ.
૨ પ્રસિદ્ધ બુકસેલરો ... ... ...અમદાવાદ.
૩ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય... ... ... નડીઆદ.
૪ ચુનીલાલ કૃષ્ણાશંકર શર્મા, ભુલેશ્વર મહારાજનો બોઇવાડો. મોટું મંદિર—મુંબાઈ (૨).
૫ પંડિત નારાયણ મુળજી બુકસેલર—કાલબાદેવીરોડ, મુંબાઇ (૨).
૬ જીવનલાલ એન્ડ સન્સ. બુકસેલર—કાલબાદેવીરોડ, મુંબાઈ (૨).
૭ કીર્તનીઆ. કીકાભાઈ. દેશાઇ શેરી, શ્રીનાથજીનું મંદિર—વડોદરા.
૮ મકનજી જુઠાભાઇ [ મુગટવાલા ] શ્રી દ્વારકેશજીનું મંદિર—વડોદરા.
૯ ગોપાળદાસ ગીરધરદાસ પરીખ. મોટું મંદિર— સુરત.
૧૦ મનીરામ બળદેવ. કીશનપુરા— ઇંદોર.
૧૧ મહાદેવ શાલીંગરામ ... ... શ્રીનાથદ્વાર.
૧૨ રવજી ભાણજી. જોડીયા બજાર ... કરાંચી.
૧૩ પરીખ ગોવીંદલાલ છગનલાલ શેઠ ફલીયુ ... ડભોઇ.

---

મુદ્રક:-પુરૂષોત્તમ શંકરદાસ "ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ઠેકાણું, ફર્નાન્ડીઝ બ્રીઝ રીચીરોડ—અમદાવાદ.